# વિલાસ સુંદરી

## અને અદ્ભૂત જાદુનો પલંગ.



# વિલાસ સુંદરી

અને

## અદભુત જાદુનો પલંગ.

એક રસીલી મનરંજન ચમત્કારીક વાર્તા.

---

રચનાર.

**પ્રાગજી પુરૂષોતમ યોગી.**

કાલબાદેવી રોડ મુંબાઈ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

અમદાવાદ—પાનકોરના નાકે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણુપતરામે છાપી.

---

પ્રત ૧૦૦૦. આવૃત્તિ સાતમી સને ૧૯૨૭.

**કીંમત આઠ આના.**

" અન્ત લગી રાખજે તું લાજરે !
ગભરાઉં છઉં ટેકમાં હરી !
ત્યાં સુધી પ્રપંચમાંરે, ત્યાં સુધી માયા તો મ્હારે;
કોઠી સદાવ્રતની આ મ્હારીરે,
ભુખ્યા ભક્તિના તું રાખજે ભરી !
હજી લગી તેં તો છે રાખી, કહું શું હું તે લાંબી ભાખી;
કરે નિત અન્તરમાં તું ઝાંખીરે;
કરજે એવું કદી ના હસે અરિ ! "

# વિલાસ સુંદરી.

અને

## અધભુત જાદુનો પલંગ.

---

### ભાગ પહેલો—ગુણનીધી.

'વિદ્યાદ્રિ પ્રર્વતની પુર્વ બાજુએ ન્હાનાં ન્હાનાં અનેક ગામો આવેલાં છે. તેમાંના એક ગામમાં ભાણજી નામનો એક સુતાર રહેતો હતો. તે જોકે નિર્ધન હતો, પણ દયાળુ હતો; કર્મહીણ હતો, પણ ગુણગ્રહિ, ચાલાક અને સર્વે વાતે પ્રવિણ હતો. જો કે તેના ઘરમાં પુષ્કળ માણસો ખાનારા હતાં. છતાં તેનું પોષણ તે ઠીક રીતે કરતો હતો, તે ઉપરાંત પરગામના પરોણાઓ આવતા તેને પણ સંતોષી આનંદ આપતો, અને સાધુ—સંતોને સેવી મનને પ્રફુલ્લિત રાખી, પોતાની ગરીબાઇ, અને પોતાના માથા પર લટકેલા ભાર રૂપી બોજાનું દુઃખ, કોઇને પણ જાણવા ન દેતાં પોતાનો ગરીબ સંસાર સુખરૂપ ચલાવી કલોલ કરતો હતો.

આ ભાગ્યહિન સુતારને ત્રણ છોકરા અને બે છોકરી મળી પાંચ સંતાન હતાં, તેમાંથી સર્વથી ન્હાનો છોકરો ગુણનિધિ અતિ કઠોર, નઠોર, ઠોઠ, લંપટ અને એક કપટ કાળની મુર્તી હતી, ભાણજી સુતાર ચતુર સમજુ અને ડાહ્યો પુરૂષ હોવાથી તેણે પોતાના આ ત્રણે બાળકોને એક હુશિયાર મહેતાજીને, વિદ્યાભ્યાસ કરાવવા માટે સોંપ્યા. વિદ્યાભ્યાસ કરતાં બાકી રહેલા વખતમાં તે તેઓને પોતાનું વડિલો-

પાર્જિત શિલ્પશાસ્ત્ર શિખવતો હતો. આટલો આટલો પરિશ્રમ લેવા છતાં ગુણનિધિનું ચિત્ત કશાપર ચોટતું નહોતું, 'ઠોઠ નિશાળિયાને વતરણાં ઘણાં તેમ કરવા છતાં પણ ભાઇ ભણવામાં નનો વિતારો હતો. એક બાજુ મહેતાજી શીખવે, ને બીજી બાજુથી ગુણનિધિ ભુલી જાય. ભણવા ગણવા ને આજ્ઞા પાળવામાં તેનું હૃદય પાષાણ સરખું હતું, તેનું મન કઠોર હતું, તેની બુદ્ધિ જડ હતી, અને તેનું મગજ કપાયલા કાટ સરખું હતું.

આ નિચ વૃત્તિવાળો છોકરો આખો દિવસ હલકી વર્ણના અને કપટબાજીનો ખેલ કરી પોતાના પાપી પેટનો ખાડો પુરનાર કનીષ્ટ ચંડાળ અને દુર્ગુણ રૂપી કુંડમાં કૃમીની પેઠે તરફડીયા મારતા હરામખોરો સાથે રખડવું, રઝળવું, ભટકવું, ગામના લોકો સાથે બાથમબાથી કરવી, એજ એને નિશાળનો સર્વોપરી પાઠ હતો, આ દુઃખ દેણ કપુત્ર પુત્રની આવી દશા જોઇ તેનો બાપ અમાપ દુઃખમાં પડી વિલાપ કરવા લાગ્યો. અને મ્હોટેથી પોકારી બડબડવા લાગ્યો કે, 'આ દુર્ગતિને પામશે; દુનિયાની બત્રીશીએ ચડશે. લોકોની ડાઢોમાં ચવાશે. ઉજવળ કીર્તીને ઝાંખ લગાડી, કુળને કલંકિત કરી સાત પેઢીને બોળશે. નિતિથી ધર્મથી ભ્રષ્ટ થયો હોય, હવે શું કરવું? એને કેમ ઠેકાણે લાવવો અરે નસીબ, તેં મારે માથે આવો કારમીંઢ પાણો કયી ખાણમાંથી શોધી આણી મુકયો તેં જરા પણ વિચાર ન કીધો.એક પુત્ર રૂપી દીવો પોતાના તેજોમય પ્રકાશથી આખા કુટુંબને અંધકારમાંથી કાઢી સુખરૂપ બનાવે છે અને એક કપુત છોકરા રૂપી અંગારો આખા કુટુંબનો નાશ કરે છે,' આ દુરાચરણી છોકરાને ઠેકાણે લાવવા માટે ભાણજીયે અનેક ઉપાયો લીધા તો પણ તે પથ્થર ઉપર પાણી રેડવા સરખા થઇ પડયા. આમ કરતાં કરતાં

પંદર વર્ષની ઉમ્મર થવા આવી. 'કહ્યું છે કે સોલે સાન અને વીસે વાન આવી તો આવી, નહીં તો ચોરાશીના ફેરામાં પડશે.' આવો વિચાર કરી ભાણજીએ તેને તેના ભવિષ્ય ઉપર છોડી દીધો*

જેમ રાજાનો ઘોડો ખાણ ખાઇ છુટે છે, તેમ આ પોતાના છત્રરૂપી પીતાના અંકુસમાંથી છુટેલા ગુણનિધિ મદાન્ત હાથીની પેઠે મસ્ત બની આખા ગામમાં ડોલવા લાગ્યો. ખાર્વી તેની ચાલથી આખું ગામ ત્રાહે ત્રાહે પોકારવા લાગ્યું. આ ગામમાં મારે તેની તલવારનો હુકમ ચાલતો હતો એટલે લોકો મોઢે કુચા દઇ સહન કરતા હતા તેથી આ ભાઇના પોબાર પડે તેમાં નવાઈ શી ? આ ભાઈના નગારાં પર ડાંઢી ઢોકાય. પુછનાર કોઇ નહી. 'ભુંડાથી ભુત નાસે.'' એમ હોવાથી આ અક્કલના બારદાને નાતજાતનો ભેદ કાઢી નાંખી, સ્વધર્મનો ત્યાગ કરી. સ્વછંદી બની અનીતિના આચરણો આચરવા માંડયા. સગાં સંબંધીના સ્નેહમાં પુળો મુકી, કુટુંબનો કટો વેરી બની, અનીતિ રૂપી દુષ્ટોનો દોસ્ત બન્યો. પછી પુછવું શું રહ્યું ? આકાશ સાથે જાણે બાથ ભીડી વાત કરતો હોય એવું કાળસ્વરૂપ ધારણ કર્યું. તેના વિક્રાળ સ્વરૂપથી તેનું આખું કુટુંબ ભયભીત બની ગયું એ વિક્રાળ રાક્ષસ શું કરશે ? તેના શોકમા ઝુરવા લાગ્યું. થોડાક સમય વિત્યા પછી તેના સમજુ પિતાને કોઇને કલ પડવા ન દેતાં ગુપચુપ પોતાના કુટુંબ સહિત અડધી રાતે ગામબહાર નિકળી પરગામમાં જઇ રહેવાનો ઠરાવ કર્યો.

તેની ગુણનિધિને થોડી પરવા હતી ? તેવુંજ ઇચ્છતો હતો. પણ હવે એના પાપોના ફણગા ફુટવા લાગ્યા. એનું પાપ એને આડે રસ્તે ઘસડવા માંડયું. તેના ઉપર લોકોની આંખ ફાટી, લોકોએ તેને

* એનો મને પુરતો અનુભવ મળ્યો છે,

પુરેપુરી રીતે આંખમાં ઘાલ્યો, અને તેની પુંઠ પકડી. તેને ઠરી ઠામ બેસવા દીધો નહી. જ્યાં જાય ત્યાં તિરસ્કારનો વરસાદ અને લાલીઆ ધોકાનો માર પડવા લાગ્યો. આવો મામલો જોઈ તેના સોબતીઓએ તેની સોબત છોડી દીધી. અને આંગણે આવતો બંધ કીધો. એતો ખરૂં છે કે, તે જ્યાંસુકી પોતાના કુટુંબ સાથે રહેતો હતો ત્યાં સુધીજ તેના સ્નેહીઓનો જેવો સ્નેહ તેની ઉપર હતો તેવો સ્નેહ હવે રહ્યો નહી. વાસ્તવીક રીતે જોતાં આ સૃષ્ટિનો નિયમજ છે કે, કોઈ પણ માણસ જ્યાં સુધી પોતાના સગાં કે સ્નેહીઓ પર બોજા રૂપી ભાર સરખો થઈ પડતો નથી ત્યાં સુધીજ તેને સૌ કોઈ ચહાય છે. માન આપે છે અને તેની સાથે સારી રીતે વર્તે છે પણ જો એકાદ ઇષ્ટ મિત્ર કે સગાને બોજા રૂપ થઇ પડે છે કે તરતજ તે તેનો તિરસ્કાર કરી તેની સાથેનો ધાડો સંબંધ તોડી નાંખે છે તેજ નિયમ પ્રમાણે ગુણનિધિના મિત્રોએ તેને હાંકી કાઢયો તેમાં નવાઇ શી ?

તેની આવી દુર્દશા થતાંજ તેની આંખમાંથી આંસુની ધારા ચાલવા માંડી પણ અંતરની દાઝ વગર આંસુડાં કોણ લુછે ? જનેતા વગર છાતી સરસો દાબી માથે હાથ કોણ ફેરવે ? આવી રીતે મનના ઉભરા મનની સાથે કાઢવા લાગ્યો. હું કેવો હતપાપી છું. હું કેવો પાષાણ સરખા કઠોર હૃદયવાળો છું કે માતાપિતાની શિખામણ રૂપી અમૃતનો પ્યાલો ન પીધો. મારા આવા ઉગ્ર સ્વભાવથી તેઓએ મારો ત્યાગ કર્યો તેમાં તેમનો શો દોષ કાઢવો. એ દોષ મારી મુર્ખાઇનો, એ મારા ઉદ્ધતપણાનો, એ મારા બુરા કૃત્યોનો બદલો છે. હે ઇશ્વર ! મેં તારો મોટો અપરાધ કર્યો છે તે તું ક્ષમા કરજે. હે જન્મ ભુમિકા ! મેં તને અપવિત્ર કરી છે. તેનો બદલો તું મારી પાસેથી

લેજે. હાય, ખરેખર " હાથનાં કર્યાં હૈયે વાગ્યાં " વાવ્યું તેવું લણ્યું. " હજી આ હાથે, અને આ મોઢેથી શું શું થશે તે જોવાનું ને ભોગવવાનું બાકી રહ્યું છે, હું એવું નહિ ધારતો હતો કે દેખીતા દુધમાંથી છુપેલું ઝેર નિકળશે હું નહી માનતો હતો કે દેખીતા કનકમાંથી કથીર નિકળશે. મેં સ્વપ્ને પણ વિચાર નહોતો કર્યો કે, આવા નીચની સાથે સ્નેહ સાંધતાં આવો બાગ રૂપી ભભુકો સળગી ઉઠશે. જેઓને હું મારા પ્રાણ કરતાં અધિક ચાહતો હતો તેઓજ મારા દુશ્મન થઈ મારો નાશ કરવા તત્પર થયા. ખરેખર દુનિયા સ્વાર્થી અને દગલબાજ છે એમાં કંઈ નવાઇ જેવું નથી. બધા બદલી બેઠા તેની સાથે નસીબ પણ પલટાઇ ગયું ? તો હવે શું કરવું? ક્યાં જવું ? કોનો આશરો લેવો. હશે તોય શું ' હિમ્મતે મરદા તો મદદે ખુદા' આ ગામને નવગજના નમસ્કાર કરી ચાલવા માંડ એમાંજ જીવનનું સાર્થક છે, એવો તેણે પોતાના મનની સાથે દ્રઢ નિશ્ચય કરી તાબડતોબ કોઇને ન પુછતાં ત્યાંથી નિકળી ગયો.

ગુણનિધિ ગમે તેવો ઉન્મત ઉદ્ધત અને અબુદ્ધ હતો તો પણ તેણે કોઇ દિવસે પણ ગામ બ્હાર પગ કાઢયો નહોતો, તો પછી ગામનો સીમાડો અને તેનો બીહામણો દેખાવ કેવો છે કયું ગામ કયાં છે, અને કયે રસ્તેથી જવાય છે તેનો અનુભવ તેને થોડોજ હોય. આમ ગોથાં ખાતાં ખાતાં દિવસ વિતી ગયો. સુર્યનારાયણે પોતાના આખા દિવસની મુસાફરી પુરી કરી પશ્ચિમ દિશામાં જઇ વાસ કર્યો. ભુમિપર અંધકાર રૂપી પડદો પડયો. આનો લાભ લઇ કેટલાએક હરામખોરો પોતાનો ' શિકાર ' શોધવા લાગ્યા તેમની પુઠે ગુણનિધિ પણ પડયો ફરતો ફરતો તે આ ગામની નદીના કીનારા પર આવેલા એક ઉજડ અને ભાંગી ગયેલાં માતાના મંદીરના ઓટલા પર આવી

પહોંચ્યો અને થાકેલો હોવાથી ત્યાંજ આડો થઇ પડયો.

થોડીક રાત વીત્યા પછી મંદીરની અંદરથી ' મને શા માટે મારો છોરે ? કોઈ મને બચાવો ? આવા દયાજનક શબ્દો ગુણનિધિને કાને અથડાતાંજ વિકાળસિંહની પેઠે કુદકો મારી ઉભો થયો અને મંદિરમાં દાખલ થયો. આ અવાજ કયાંથી આવે છે તે સાંભળી લઇ તે તરફ ચાલ્યો, અને તેની ઉપર જઈ ઉભો અને મોટેથી ત્રાડ મારી બોલ્યો કે, અરે મારા કરતાં અધીક બળવાન કોણ છે ? કે મારી ચોકીની આણ લોપી મારા હાથમાં ગજ ઠોકવા તઇયાર થયો છે ; ચાલ બહાર આવ, મારી સાથે યુદ્ધ કરી મને જીત. જો બાયલો બની બેશી રહીશ તો તારા મનની હામ તારા મનમાં રહી જશે.

તે હરામખોર બોલ્યો કે, " અલ્યા તું મરેલો છે તને મારી શું કરૂં ? જો તારો જીવ તને વહાલો હોય તો કાંઇ પણ તેરી મેરી કર્યા વગર ચાલ્યો જા. વધારે પટપટ કરી તો આ તલવારથી તારા કટકા કરી નાંખીશ. "

ગુણનિધિ કાંઇ બાયલો નહતો કે પાછી પુંઠ કરી પલાયન થઇ જાય. તે માથે આવી પડયો ઘા જીલે તેવો હતો. જો કે આ વખતે તેની પાસે કોઇ પણ પ્રકારનું હથીઆર તેના હાથમાં નહોતું છતાં તે બલીષ્ટ લુટારાની ઉપર ધસી તેને કમ્મરમાંથી પકડી મંદીરની બહાર લાવી જમીનપર પટકી તેની છાતી પર ચઢી તેના હાથનું કાંડુ મચડી નાંખી તલવાર છીનવી લઇ બોલ્યો કે, 'બોલ હવે તારી શી ઇચ્છા છે. '

આ ઘાતકીને નીચે પડેલો જોઇ એક નવ યોવના મંદીરની બહાર નીકળી આવી, ગુણિનિધિ પ્રત્યે બોલી ' અહો ! પરોપકારી પુરૂષ ; હું એક નિરાધાર બાળા છું આ પાપી મારી આબરૂ લુટવા

માટે હમેશાં મારી પુંઠે પડતો હતો. છતાં એના હાથમાં હું આવતી નહતી. તેને તેમ નહીં કરવાને મેં વારંવાર સમજાવ્યો છતાં આ ગમાર, નીષ્ઠ, અધર્મી કૃતઘ્ની, એકનો બે ન થયો. અંતે આજે મારા ખેતરમાં આવી મારા ભાઇના પ્રાણ હરી લઇ મને ઉપાડી અહીં લાવી મારી ઉપર જુલમ ગુજારતો હતો. તો શું આવા જુલમગારને તમે જીવતો રહેવા દેશો ! આવા માણસ શું ભુમીને ભાર કરતા નથી ! આપ સમજુ છો, વધારે શું કહું. ”

“ પણ અરે, મારા માટે માણસનો જીવ જાય. હું તેમાં નિમિત્તરૂપ થાઉં એ મને ઠીક લાગતું માટે તમો એને હાલ તુરત છોડી દો તેને જે શિખામણ મળી છે તેનો લાભ લઇ તે નહિ સુધરે તો તનાં પાપજ તેનો અંત આણશે, પણ હું નિમિત થાઉ તે ઠીક નહી માટે—”

“ બાળા તમે સમજતાં નથી, આવાં દુષ્ટ બુદ્ધિ ચંડાળોનો તો અંત જલદીજ આવ્યો સારો દરેક વખતે તેઓ પકડાતા નથી માટે એને જીવતો છોડવાની મારી બીલકુલ મરજી નથી. તમે કહેતાં હોતો”

છેલ્લું વાકય બોલતી વખતે ગુણનીધિના મનમા કાંઇક જુદાજ વિચારે પ્રવેશ કર્યો હતો. અપરાધિને શિક્ષા કરવાને તઇયાર થયેલો હોવા છતાં “ માંગ્યું કોને ન આપવું ” એવો કાંઇક ભ્રમ હતો, અને તેને પ્રાસંગીક સંયોગની મદદ હતી આથી તે પેલા ચંડાળના પ્રાણ લેવા માટે ઘણો ઇંતેજાર નહોતો.

પણ ‘પાપને અંતે દુઃખ’ એ કહેવત પ્રમાણે પેલા દુષ્ટેજ પોતે પોતાનો અંત જલદી આણ્યો. ગુણનીધિનો કબજો કાંઇક ઓછો છતાં તેની અસ્થીર બેઠકનો લાભ લઇ તેને નિચે નાંખી દીધો અને ગુણનીધિ ઉઠવા જાય તે પહેલાં તો તે તેના ઉપર ચડી બેઠો. બાળા

આ જોઇ ગભરાઇ અને દુષ્ટોને જીવતાં રાખવામાં શું નુકશાન છે. તેનો અનુભવ થયો. દયાનો યત્કિંચત અંશ પણ તેણીના મનમાંથી નિકળી ગયો અને વિકાળ સિંહણની માફક તેણી હવે પોતાના બચાવનારને બચાવવા તૈયાર થઇ. ગુણનીધિના હાથમાંથી તલવાર પેલો દુષ્ટ લઇ લે તે પહેલી તેણીએ પોતેજ લીધી અને પેલા ચંડાળ ગુણનીધિને છોડી બાળા સામે ધસે તે પહેલાંજ તેણીએ તેની પાપી અને દુઃખી જીંદગીનો અંત આણ્યો.

ગુણનીધિ આ પ્રમાણેના સ્ત્રી સામર્થ્યથી ચકીત થઇ ગયો અને આ હીમ્મતવાળી કોણ છે તે જાણવા ઉત્કંઠીત થયો અને તેણીને કેટલાક પ્રશ્નો પુછવા લાગ્યો. પરંતુ તે ચકોર બાળાએ તેના પ્રશ્નોનો જવાબ દેવા શરૂ કરતાં પહેલાં તેનેજ પ્રશ્નો કરવા માંડયા જેનો ઉત્તર ગુણનીધિએ શકિત પ્રમાણે આપ્યા.

અહો બાળા ! હું આ જગતથી કંટાળેલો દુઃખી પ્રાણી છું મને આ જગતના લોકો ઉપર તિરસ્કાર છુટે છે. તેથી મારો કોઇ પણ વસ્તુનો સ્વીકાર ન કરતાં તેને ઝેર સમાન ગણે છે. માટે તું જો મારો પુરતો આભાર માનતી હો અને મારી મરજી મુજબ મારે મારગે જવા દેવામાં તારૂં સારૂં ઇચ્છતી હો તો હવેથી મને તું એક પણ શબ્દ પુછવાની અભિલાષા રાખીશ નહી, ચાલ હવે તને તારે ઠેકાણે પહોંચાડી જાઉં. આ તારો દુઃખદેણનું માથું તારા ગામને દરવાજે ટાંગી તું તારે ઘેર ચાલી જજે.

આ બાળા બહુ ચતુર હતી, અને તેના બોલવાનો સઘળો ભાવાર્થ સમજી ગયેલી હોવાથી તે કાંઇ પણ ન બોલતાં મનની ઉમેદ મનનો ઉમંગ અંતઃકરણનો હેતુ અને મનમાં અંકુરો રૂપે ફુટી નીકળેલી સઘળી આશાઓને દાબી નાંખી તે તેની સાથે એક પણ

શબ્દને ઉચ્ચાર કર્યા વગર ચાલી.

આ વખતે અડધી રાત વીતી ગઇ હતી. રાત બહુ અંધારી હતી. રસ્તો કે ઝાડ પહાડ, ખાડા કે ખાબોચીયાં, નદી કે નાળાં, માણસ કે પક્ષી કાંઇ પણ દીઠામાં આવતું નહોતું આ ભયંકર રાતનો દેખાવ કાચી છાતીવાળા પુરૂષને કાળ સમાન લાગ્યા વગર રહેજ નહી. છતાં ગુણનિધિ કાળ બની હાથમાં તલવાર લઇ તે બાળાની પાછળ ચાલતો હતો, બે કોસ જમીન કાપ્યા પછી તેઓ આ મનોરમાના નામના પાદરમાં પેઠાં એટલે તે યોવના મંજુલ સ્વરે ગુણનિધિને કહેવા લાગી કે 'અહો ! વીરભદ્ર ? તમે પ્રત્યેક મારી એકજ માગણી છે તે તમે જો કબૂલ કરશો તો મારો આત્મા આનંદ પામશે, ગુણનિધિએ વખત વિચારીને તેણીને કહ્યું કે 'અહો સુંદરી ! તારી એકનીષ્ઠ રીત જોઇ મને ઘણો આનંદ ઉત્પન્ન થયો છે, તેણે કરીને હું પ્રસન્ન વદને કહું છું કે, તું એવી માંગણી કરજે કે જેથી તારી ને મારી વચ્ચે ઝેર ઉત્પન્ન થવાનો સમય ન આવે.

તે બાળા બોલી 'હું આપણા અંતઃકરણનો હેતુ સારી પેઠે સમજી ગઇ છું. હું બીજી સ્ત્રીઓ જેવી હઠીલી, અણસમજુ નથી કે તમારો આત્મા દુખાવું, અને મનોમન એક હશે તો તો કોઇ દીવસ એકઠાં થઇશું. "ઉતાવળે આંબા કદી પાકતા નથી." રતવીના ફળ કદી પાકતા નથી. માટે આપને મારી આટલીજ નમ્ર પ્રાર્થના છે કે, મારૂં ઘર પાવન કરી, મારા હાથની રસોઇ જમી પછી તમારી મરજીમાં આવે ત્યાં ચાલ્યા જજો પછી જો હું તમને રોકું તો મને મારા વ્હાલાના સોગન છે.' આ વાત ગુણનિધિને ગમી તેની કોમળ વાણી તેને અમૃત સમાન લાગી તેનો શુભ મનોભાવ જાણી ખુશી થયો જરાક મોં મલકાવીને બોલ્યો કે અહો બાળા તારા

ચોખા અંતઃકરણની આશાને પુરા કરનાર એકજ જગનિયંતા છે તે ઉપર જો શ્રદ્ધા રાખીશ તો જરૂર મનોમન મળશે જે મનનું તું આકર્ષણ તારી તરફ કરવા માંગે છે તે મન હમણાં મારૂં નથી પણ એક મ્હોટા વાદળમાં ઘેરાયલું છે તેને તેમાંથી છોડાવી તેનું જતન કેમ કરવું તેનો તું પુરો અભ્યાસ કરીશ તોજ તે તારૂં થશે. તારી માગણી કબુલ રાખી માગી લઉછું કે સુર્યોદય થયા પહેલાં મને રજા આપવી પડશે.

" મારા મને માનેલા મનને ગમે તેવી વિપત્તિમાંથી મુક્ત કરવાને હું સમર્થ છું. મારા મનોમનને માટે આ મારો દેહ અર્પણ કરીશ તે જ્યાં જશે તેની વાંસે ફકીરી લઈ તેની પાછળ ફરીશ અને મારા મનનું સમાધાન કરી તેને જીતી તેને મારા મન સાથે રમાડું નહીં ત્યાં સુધી આ દેહ ઉપર કોઇ જાતના આભુષણો અલંકારો નહીં ધારણ કરવાની વિકટ પ્રતિજ્ઞા લઉ છું. આટલું કહી તે પોતાને ઘેર આવી, બનેલી હકીકતથી પોતાના પિતાને વાકેફ કરી, અને પોતાના પતિને ઘરની બહાર આસન આપવાની સમસ્યા કરી એટલે તે ગુણનિધિ ઘરમાં દાખલ થઇ એક પાથરેલા ખાટલા પર બેઠો. આ ચતુરાએ તરત સફેત વસ્ત્રો ધારણ કરી રસોઇ કરવા માંડી. સપાટાબંધ રસોઇ કરી લઇ તેને જમાડયો. ગુણનિધિ જેવો રજા માગી ઘરની બહાર નીકળવા જાય છે કે તરત તે બાળા સન્મુખ આવી ઉભી ને ગુણનિધિને કપાળે કંકુનો ચાંદલો કરી હાથમાં શ્રીફળ આપી બોલી કે ' તમારો જય થાઓ.

હસ્ત વદને ગુણનિધિ ઘરની બહાર નીકળી ગામને દરવાજે પેલા લુટારાનું કાપેલું માંથું લટકાવી આગળ ચાલવા લાગ્યો. થોડેક છેટે ગયા પછી તેના મનમાં એવો વીચાર ઉત્પન્ન થયો કે, જો હું સીધે

રસ્તેથી જઇશ તો જરૂર તે બાળા મારી પાછળ આવી મારા પ્રવાસમાં દુખમયી થઇ પડશે. વળી એ તેવી ચતુર છે તે કેમ જણાશે ? વળી એ મને ચહાય છે એની ખાત્રી કેમ થશે ? એ મારા દુઃખમાં ભાગ લઇ મારા મનને કેવી રીતે જીતી પોતાના મન સાથે રમાડે છે તેની પરીક્ષા કરવાની ઘણી જરૂર છે. તે જે જે બોલી છે તે તે પ્રમાણે તે વર્તે છે કે કેમ ? સ્ત્રી જાતના બોલવા ઉપર આધાર રાખી ચાલનાર માણુસ પોતાના સુખનો નાશ કરી નાંખે છે, એ અનુભવ મને પુરેપુરો મલી ચુકયો છે. સારા કાંમમાં સારાં ફળ કેવાં હોય છે તે જાણવાનો મને અનુભવ પણ નથી, તેમ જ્ઞાન પણ નથી. પરંતુ નઠારા કામ—દુષ્ટ સ્ત્રીનો નાદ, નાના પ્રકારના દુરાચરણ, મદોન્મત્ત વર્તણુક—એ વિગેરેનો અનુભવ તો મને સારો થએલો છેજ. મે સ્પષ્ટ જોયું છે કેઃ—

“ એક છેલ નાર કરી જુઠ પ્યારે ચહેને હજાર નરને મારે
જોતાં લગાર પાડે શીકાર પગમાં હજાર મદ બહુ ધારે,
પ્રગટી વીકાર વશ કરી ગમાર કરી હાડમાર નચાવે ભારે,
દુઃખ બેસુમાર દે દીલદાર નવ લે કરાર જનને કયારે,
જે મારનાર તે તારનારનું રૂપ અપાર સુંદર ધારે,
ફુસલાવી યાર કરી દે ખુવાર કરતાં વીચાર જન મન હારે,
ઉર ભરી અંગાર ગણી હૈયા હાર નવ ધારી પ્યાર ભેટે જ્યારે,
જગતની ઉદાર દીલ પ્યારી ખાર દે તાર તાર કરી તે ત્યારે.

સ્ત્રીઓના મધુરા મધુરા વચનો શ્રવણ કરી, તેના હાવ ભાવ તેની નાચતી આંખની પુતળીઓના તેજમાં અંજાઇ જઇ જે માણુસ ઉન્મત બને છે તેની ગતી પતંગ સરખી થાય છે. આને લીધે હું સ્ત્રીઓના કપટથી પ્રપંચથી મેલા અંતરથી, ખોટા ભાવથી અને તેણીના

હળાહળ ઝેરથી ભરેલા મીથ્યા પ્રેમથી હું લલચાઇશ નહી જે સ્ત્રીઓના સમાગમના પરીણામે મને દેશવટો લેવો પડયો છે. દેશ પ્રદેશ ભટકવાનો વારો આવ્યો છે. એ બધા પ્રતાપ મારા મનમાં તાજાજ છે. માટેજ આ બાળાની જાળમાં ન સપડાતાં છટકી ગયો છું. જો એ બાળાનો ભાવ, એનો ખરો પ્રેમ, ખરી શ્રદ્ધા મારા ઉપર હશે તો તે મારી પાછળ આવી મારી ખબર લેશે. માટે આ રસ્તે ન જતાં આ પહાડી માર્ગેથી જવામાંજ લાભ છે, એટલું કહી તે પહાડી પંથે પડયો. ચાલતાં ચાલતાં કેટલાએક દીવસે ન્હાનાં મ્હોટાં જંગલો ન્હાના મ્હોટા પહાડો, મ્હોટી મ્હોટી નદીઓ ઓળંગી સપાટ પ્રદેશની જમીન કાપતો કાપતો અને એની અલૌકીક લીલા નીહાળતો નીહાળતો અને પોતાની થયેલી દુર દશાનો ખ્યાલ કરતો, ઘડીકમાં હસ્તો તો ઘડીકમાં રડતો, ઘડીકમાં કર્મને દોષ દેતો તો ઘડીકમાં પ્રભુનું ગાન કરતો એક રેતીના મોટા રણમાં આવી ચઢયો, આ રણ જોઇ તેની છાતી થડકવા લાગી, પગ કંપવા લાગ્યા, ચારે દીશાઓની વચ્ચે રણ હતું. જળના ઝાંઝવા શીવાય તેની નજરે બીજું કાંઇ પડતું નહતું. સખ્ત પડતા તાપની ઉષ્ણતા સહન નહી કરી શકવાથી તેની આંખે અંધારા આવી ગયાં તેથી તે નીચે તુટી પડયો, આ રણની આસપાસ પક્ષી માત્ર જોવામાં આવતું નહોતું તો પછી મનુષ્ય કયાંથી જોવામાં આવે તો પછી આ અગ્ની સરખાં ધગધગતાં રેતીના રણમાં શ્વાસ લેતા પડેલા નીર્ભાગી ગુણનિધિની આસના વાસના કદી ઉઠાડી પાવળું પાણી પાઇ કોણ દીલાસો આપે ? થોડોક સમય સુધી આમ તેમ માછલાની પેઠે તરફડીઆ મારતો ગુણનિધિ પગ ઉપર હાથ મુકી ઉભો થયો. અને ઉંડો નીશ્વાસ નાંખી બોલ્યો કે, હજી દુઃખના ડુંગરો કેટલા ઓળંગવા પડશે. શું મને સુખે બેસી

વિશ્રામ લેવાનો વખતજ નહીં મળે.. કેવી દુર્દશા, આ જીવીત કરતાં મરવું ભલું અરેરે આ ભમતો કાળ ક્યારે મને ગળશે. આહાહા ! આ કરેલા મારા ઘોર કર્મોની શિક્ષા છે આ શિક્ષાથી બીજી કંઇ શિક્ષા વધારે હોય? બસ હવે થઇ ચુકયું ઓ કાળ મહા વીકાળ તારૂં બીહામણું સ્વરૂપ જોઇ હું ડરી મરૂં છું લેવો હોય તો લઈ જા પણ રીબાવી રીબાવી માર મા ઝટ કર તારૂ મોઢું ફાડ, મને ખા અને છુટકો કર. આ મોહ રૂપી માયામાંથી મુક્ત કર. આ જગત જંજાળની ખાડમાં પડેલા પાપીને બાંધી જકડી લઇ જા . આ પાપીનું આ દુનીયામાં શું કામ છે ! અરે હું પાપીનો પાપી છું, મને લઈ જા. અરે તું કાળ થઇ મારાથી કેમ તું ડરે છે ! તારા જેટલી શક્તી મારામાં નથી કે હું તને ગળી જઇશ. કેમ છુપાય છે, જરા ઉભો રહે જરા માન, લે મારો હાથ પકડ શું હું તને નથી ગમતો ? બસ જા ત્યારે, તારી શી પરવા છે ? તો પછી તારી આજીજી શા માટે કરવી ? બસ હું તારા મોઢામાં આવવા શિવાયનો હું બીજો એકે રસ્તો પસંદ કરતો નથી." આ ભ્રમણામાં ભમતો ગુણનિધિએ આખ મિંચીને રેતીના રણમાં પોતાના એ પગરૂપી ઘોડાને છોડી દીધા અને થોડાજ વખતમાં રેતીના રણને કુદાવી આગળ ચાલવા લાગ્યો. આગળ ચાલતાં ચાલતાં એક વીશાળ ભવ્ય રમણીક કાળપહાણથી જડેલી અને વિવિધ પ્રકારના પુષ્પોરૂપી આ-ભુષણોથી અલંકૃત થયેલી મનમોહક સડક આવી. આ સંસારરૂપી સાગરમાં માછલી પેઠે તરફડીયાં મારતાં પામર જીવોનાં ઉદ્દવેગને શાન્ત વિયોગીના મનની કલ્પનાની વેગ સમાન, સંન્યાસીના મનને કમળ સમાન પ્રફુલીત કરનારી આ સડકના મુખ ઉપર ઉભા કરવામાં આવેલા એક રંગ બેરંગી બિચિત્ર ચિત્રેલા કાંસાના સ્થંભ ઉપર ઉત્તમ કારીગરીથી બનાવેલી આંખને આનંદ આપનારી મોરની એક આબેહુબ

આકૃતી ગોઠવવામાં આવી હતી અને તેની ચાંચની અંદર આ પ્રમાણેનો લેખ મુકવામાં આવ્યો હતો. " જો કોઇ પણ માણસ આ સડકપરથી ચાલશે તેને દેહાન્ત દંડની શીક્ષા કરવામાં આવશે."

આ જીવલેણ લેખ વાંચતાંજ ગુણનિધી કંપી ઉઠી બોલ્યો કે, " વળી આ કેવી નવી આફ્તં ? વળી આ કેવો સીતમ ? આવો જુલાકી, ત્રાસદાયક, હૃદયભેદક લેખનો અમલ કરાવનાર એવો તો જાલમજોર કોણ હશે ? શું એનું કેટલું બધું અંત:કરણ માણસ જેવા માણસની પ્રિતી વિષે કઠોર હશે ? એને માટે એણે જરા પણ વિચાર નહીં કર્યો હોય ? એને માટે જરા પણ ભય મનમાં નહીં રાખ્યો હોય ? શું એણે એમજ ધારીને આ લેખ મુકયો હશે કે આ જગતમાં મારા સરખું કોઈ બળી નહીં હશે ? કેટલી બધી મુર્ખતા, કેટલી બધી આત્મશ્લાઘા, કેટલો બધો ગર્વ, અરે કેટલાક પરદેશ ગમન કરનારાઓ અહીં સુધી આવી નિરાશ પામી પાછાં ફર્યાં હશે, કે શું આ પાપીના ભોગ થઇ પડયા હશે ? ગમે તેમ હો. ગમે તેમ થયું હોય, એની સાથે મારે શું નીસબત છે. ના, ના, હું પણ આ લેખથી ડરી જઇ નામરદ બની, અત્યાર સુધીમાં સહન કરેલાં સંકટોની ઉપર, પાણી ફેરવી, પાછી પાની ભરીને ચોરાશીના ફેરામાં પડી. મહાદુ:ખની યત્નાનો ભોકતા થાઉં ? જે દેશની હદને, જે દેશના અન્નપાણીને, જે દેશના ઝાડપાનને જે દેશની માયા મમતા મહોબત, ધનદોલત, કુટુંબ કબીલાનો તિરસ્કાર કરી પરભુમીના પ્રદેશોને નિહાળવા નીકળ્યો છું તે શું મોતના ડરથી ડરી જઇ, તેજ દેશને નમસ્કાર કરવા તત્પર થાઉં ? કહ્યું છે કે "જેમ જેમ ભુમી પાટલે તેમ તેમ મુલ ઘણેરા થાય." માટે આ કહેવતને અનુસરીને વર્તવામાં લાભ સમાયલો છે અને આમ જો નહીં વર્તીશ તો મારા દુ:ખનો અંત કદી પણ આવનાર નથી. વળી કહ્યું છે કે:—

છપય-

મોર મેરૂ પગ ચુંગે, ચુંગ હંસ જલ સરવર,
શહેર જંગલમેં ચુંગે, ચુંગે પછી જલ તરવર.
ગજકજલી મનમેં ચુંગે, ચુંગે પાતાલ ભુજંગ,
મચ્છ કચ્છ સબહી ચુંગે. ચુંગે ધર બંધે તુરંગંમ
જીવ જંત સબહી ચુંગે, વાંકી ગાંઠ કયાં ગરથ હે.
ચિન્તા મત કર નિચિન્ત રહે, પુરણુ હાર સમરથ હે,

આ પ્રમાણે બોલી વળી મનમાં દિલાસો લે છે કેઃ—

દોહરો-

બિતિ તાહી બિસારદે, આગેકી સુદ્ધ લે
જો બની આવે સહેજમેં તાહીમેં ચિત દે.

આ દોહરો બોલતાંજ ગુણનિધિની સ્થિતી અતી ચીન્તાતુર બની ગઇ અને મનને કહેવા લાગ્યો કેઃ—

દોહરો;

ચિન્તા જવાલ શરીર બન દાવાનલ લાગે જાય
પ્રગટ ધુંવા નહીં દેખીયે,ઉર અંતર ધુંધવાય.

વળી કંપી ઉઠી બોલવા લાગ્યો કે એ પીશાચ તારા આ ગર્વિષ્ઠ લેખનીજ હું જરાપણ પરવા રાખતો નથી, હું પણ તને જોઇશ કે તું કેવી રીતે મને સીક્ષા કરે છે! તેં કંઇક ઉગતા કમળ છોડોને છેદી નાંખ્યાં હશે, તેં કંઇક નીર્દોશ નીરાધાર આશાવંત ઉમંગોથી ભરેલા પ્રવાસીઓના શીરચ્છેદ કર્યા હશે પણ એ મહાન્ત મદથી ભરેલા અંધ તાહરા અહંકારનો નાશ થવાનો સમય મારા અંગમાં અસ્થિર થયેલા રૂધીરને ઉશ્કેરે છે. મારા તવાઇ ગયેલા શરીરને પુષ્ટી આપે છે. મહારી મંદ પડી ગયેલી શક્તીને સચેત કરે છે મહારી.

કટાઇ ગયેલી બુદ્ધીને પ્રફુલીત કરે છે, તો પછી હું મોતથી શા માટે ડરૂં ? હું મોતને ચાહું છું હું મોતને આલીંગન આપવા તત્પર છું પણ મોત મને મળતું નથી. મારા સરખા મરણીયાને જોતાંજ મોત નવગજના નમસ્કાર કરે છે. હે વીધી તારા લેખનો અલૌકીક ચમત્કાર છે તે લેખમાં કોણ મેખ મારવા સમર્થ છે! તો પછી મોતનાં ગડગડી રેહેલા ડંકાથી ડરી નાશી જવું તે તો હીચકારા પુરૂષનુંજ કર્તવ્ય છે. આતો લેખ છે પણ આ લેખની જગ્યાએ હજારોની ફોજ હોત તોપણ શું હું કાયર બની મારી જનેતાની કુખને લજાવત નહીં પણ તેમાંનું આ સ્થળ કશુંએ નથી તો પછી ભાગ્યના ભેરૂ શા માટે બનવુ. હું જીવતો નુથી પણ મરેલોજ છું ને જીવતો હોત તો આવા બીયાબાંનમાં ભટકતો હત! ટાઢ તડકો ભુખ તરશ વેઠતો હત ! મારા કરતાં આ અવાચક પ્રાણીઓ પણ સુખીયાં છે કે જેને બેસવા, ઉઠવાને, સુંદર સ્થળો છે તેને દરેક વૃક્ષો ચાહે છે પણ મને રેતીનું રણ ચાહતુ નથી તો પછી મને બીજા કોણ ચાહશે! તે બધી તકદીરની તાસીર છે તે બધી કીસ્મતની ખુબી છે તે બધી ઇશ્વરી માયાની ગહનગતીની ચમત્કૃતિ છે. કિસ્મત જયાં લઇ જાય. ત્યાં જવું, કીસ્મત જયાં બેસાડે ત્યાં બેસવું ઓ કિસ્મત તું કયા પહાડની શિખર પર બેઠું છે ? ઓ કિસ્મ તું કેમ આકાશના વાદળમાં વીંટલાતું ફરે છે. ઓ કિસ્મત કયા સાગરના તલીયામાં પેશી ઉંઘ કહાડે છે? ઓ કિસ્મત જાગ ઉઠ, બેઠુંથા વારેધા અને તારા ચમત્કારનો પ્રકાશ કર કહ્યું છેઃ—

દોહરો—ખુદા સબ કોઇ કહે, લેકીન ખુદરત ન્યારી હે,
જો કુચ્છ હે સો એ જહાંમે, જરકી નામદારી હે.

આ પ્રમાણે પોતાના મનના ઉભરા કાઢતો ગુણનિધી વિલાસ-

ચેલા સિંહની પેઠે કુદકો મારી મોરની ચાંચમાંથી લેખ કાઢી લઇ તેને ફાડી કટકા કરી પોતાના પગ નીચે દાબી બોલ્યો કે " હવે મારી આંખમાંનો અગ્નિ શાન્ત થયો, હવે મારા અંગમાં વ્યાપેલું સુર નરમ પડ્યું, હવે મારી નસોમાં દોડી રહેલું રૂધીર સ્થિર થયું. હેવે મારી આંખમાં નવું તેજ આવ્યું, હવે મારી ગુમ થયેલી બુદ્ધિ નિર્મળ થઇ અને હવેજ મારો મનોભાવ પુર્ણ થશે, હવે અંતઃકરણની ઉરમીયો ઉછળશે, અને આ લેખનો ભેદ ભરેલો મામિકમર્મ શું છે તે જાણવામાં આવશે, તેજ જાણે સાર્થક તેજ જાણે રખડ્યાનું ફળ, એટલું કહી આ મનોવેધક સડકનું અવર્ણ્ય વર્ણન કરતો આગળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં આ સડકની જમણી બાજુ એક વીશાળ ઘટાધારી વડ તેની નજરે પડયો, એ જોતાંજ તે સડકની ઉપરથી ઉતરી વડ નીચે ગયો, આ વડની નીચે એક મોટી વાવ હતી, તે વાવની પાળ ઉપર જઇ બેઠો. આવા અઘોર અરણ્યમાં ગુણનિધિ સીવાય બીજો કોઇ પણ જોવામાં આવતું નહોતું તે જોઇ ગુણનિધિની આંખમાંથી દડકદડક આંસુની ધારા ચાલી. તેનું મન દુઃખના વેગમાં તણાવા લાગ્યુ. તેનું ચીત ચકડોળે ચઢી ભમવા લાગ્યું. તેના મનની ધીરજ પવનની પેઠે ઉડવા લાગી. સર્વાંગે શરીરનું ભાન ભુલી, બાવરો બની થાથા ઉપર બે હાથ મુકી, આસપાસ જોવા લાગ્યો તો નીચે ધરતી અને ઉપર આકાશ શીવાય બીજું કશું તેના જાણવામાં આવ્યું નહી જેથી તે ગદ્દગતીત કંઠે બોલ્યો કે, " અહો દેવાધી દેવ મારા પાપનો અંત ક્યારે આવશે ? પાપથી વેઠવાં પડતાં દુઃખનો નાશ કયારે થશે ? પાપના સંજોગોથી ચઢી આવેલું વીપત્તીનું વાદળ કયારે વીખરાઇ જશે ? હવે એનામાં સહન કરવાની શક્તી તલભાર પણ રહી નથી.

ઓ નાથ. આ અથડાતા શરીરરૂપી નાવને સદમાર્ગે મુકનાર તારા શીવાય બીજું કોણ છે? હવે નજર નાંખી ક્યાંય પણ પહોંચતી નથી. ક્યાં જવું? કોનો આસરો લેવો પાપીનો પલો કોણ પકડે? દુરાત્માનો દુષ્ટ હાથ કોણ ઝાલે? અગ્નિ પણ સ્પર્શ કરતી નથી, જલ પણ સંગ્રહ કરતું નથી, તે તું સરવે જુવે છે, જાણે છે, તારા સિવાય મારો ભાવ પુછનાર આ સ્થળે કોઈ નથી મારી આંખ તુંજ છે, મ્હારી શકિત તુંજ છે, મારી બુદ્ધી તું જ છે, મારૂં બલ તુંજ છે, હું તને જોઉં છું, હું તને ચાહુ છું, અન્યને જોતો નથી, અન્યને ચાહતો નથી. અહો દીનાનાથ આ સંકટને સમે મને સહાય થા નહીતો મને આકાશ અને પાતાળની વચ્ચે દાબી નાંખ, દુઃખરૂપી બંધન બેડીમાંથી મુકત કર, નહીં તો મારી પુંઠે પડેલું પાપ મહાપાપ મારો પલ્લો કદી મુકનાર નથી મને સુખે બેસી જંપવા દેનાર નથી, ઓ પુંઠે પડેલા પાપ તારે મારૂં પુરેપુરૂં વેર વાળવું હોય તો, મને એકદમ આ વાવના ઉંડા પાણીમાં ખેંચી જા, નહીં તો એકાદ બળતા જ્વાલામુખીમાં ફેંકી દે, ઓ પાપ કેડો મુક. આમ દુઃખપર ડામ દઇ, લોહના ચણા ચવરાવવામાં, ગેબી માર માંરી અધમુવો કરી નાંખ મા, તું જા સત્વર નષ્ટ તારા પડછાયામાંથી મને બહાર કાઢ તેં બહુ વીતાડી, કાંઇ ઓછપ રાખી નથી. જ્યાંથી આવ્યું હોય ત્યાં જા ઓ પાપ તારૂં પ્રાયશ્ચિત કરીશ. પણ તું હમણા જા. આમ બકતો બકતો ગુણનીધી વાવની પાળ ઉપર ચઢી ઉભો થયો અને વાવમાં માથું નમાવી, બે હાથ જોડી જલ પ્રત્યે બોલ્યો કે, “ અહો જળ-દેવ આ જગતમાં તારા સીવાય પુજ્યમાન, પતિતને પાવન કરનાર બીજો દેવ નથી તો શું તારે શરણે આવેલા, ક્ષણભંગુર સંસારના વિકટ દુઃખો સહન કરનાર, મારાજ જેવા અભાગીઓને પહોંચેલા,

પાપી પ્રાણીનો ઉદ્ધાર નહી કરે ?" એટલું કહી તે વાવમાં ફૂદકો મારવા જાય છે તેટલામાં આ વડની ઉપર બેઠેલી એક ટીટોડી બોલી કે, " એ ઉદ્ધત અનેક સ્ત્રીઓના હર્ણ કરી, તેની લજ્યા લુંટી, તેની માયામીલ્કત ફના કરી આ દુન્યાના અનુપમ સુખમાંથી બાતલ કરી તેનું પાપ તારી પુંઠે પડેલું છે, તે તને ભમાવે છે, સંતાપે છે, અનેક ભય બતાવે છે, છતાં તારી આંખ ઉઘડતી નથી, કેવો જાલમ પાપી છે, વધારે પાપના ભારા બાંધવા શા માટે તત્પર થયો છે ? અહો પાપચારી આ લોક અને પરલોકના સુખનો નાશ કરી, મહા પાપનો ડુંગર બાંધવા કાં તત્પર થયો છે ? આત્મહત્યારાને જ્યાં સુર્ય ઉગતો નથી અંધકાર અને કાંટા કાદવોથી ભરેલી ગુફાઓમા જન્મ સેવો પડે છે. તેનો જરા વિચાર કર. પુર્વના સંસ્કારોનો તને હજી અનુભવ થયો નથી, માટે સાવધ થા. તારા પાપી વિચારને ફેરવ. તારી દીનવાણી સાંભળી મને બહુ દયા આવે છે, તારી આવી દશાને જોઈ બહુ કમકમાટી છુટે છે, તું માનવ થઈ તારો માનવધર્મ ભુલી ગયો છે. એમ મહાદુઃખ કારણ છે, હવે તારા દુષ્ટ શરીરને પવિત્ર કર, તારા મનોવિકારને માર, તારા પાપી વિચારને, તારી બુદ્ધિરૂપી તરવાર વડે છેદ, તેમાંજ તને જશ છે, તેમાંજ તારી કીરતીનો કોટ ચણાશે, આ મારા વેણ તારી વજ્રસરખી છાતીમાં કોતરી રાખીશ તો ત્હારૂં હવે પછી કદી પણ ભુંડું થનાર નથી, એજ મારા અંતઃકરણનો આશીરવાદ છે. હવે હું કહું છું તે તું સાંભળ, " અહો ઉભાને ઉભા થતાં પ્રાણી તારા પાપોનો નાશ કરવા માટે તારી પાસે જો કે કશુંએ સાધન નથી; અને એ પાપમાંથી છુટવાને માટે તું યત્ન કરી શકે, એટલી પણ તારામાં બુદ્ધિ નથી. પણ તારા પુર્વના કર્મો તને અહીં સુધી ઘસડી લાવ્યું છે તે યોગે કરીને તારી સાથે મારી વાતચીત

થઇ. જા આજથી તારા સુખનો સુર્ય ઉગ્યો તારા અશુદ્ધ થયેલાં શરીરને પવિત્ર કરવાને આ અમૃત સંજીવન વાવમાં ઉતરી સ્નાન કર્યા પછી આ વાવની નીચેના છેલ્લા ત્રણ પગથીઆની બાજુની ભીંતમાં એક નાનો સરખો સંચ છે. તે સંચની ઉપર બે લાડવા છે. તે તું ખાઇ જજે તે ખાધાથી તારા તેજમાં વધારો થઇ વજ્ર સરખું શરીર બની જશે આ ચમત્કારનો અનુભવ મેળવ્યા પછી, તે ગોખમાંનો પથ્થર અધર ઉચકી તત્કાલ વાવમાં ફેંકી દેજે અને તેની નીચે હાથ નાંખીશ તો તારા હાથમાં એક અદ્દ્ભુત કોઇને વશ ન થઇ શકે તેવી એક દેવતઈ ગોફણ અને તેમાં ઉપયોગ કરવા માટે અનેક સોના રૂપાની ગોળીયો, અને તે સીવાય બીજો અખુટ ખજાનો આવશે તેમાંથી તને જેટલું જોઇએ તેટલું લઇ લેજે, અને બાકી ખજાનો આ વાવમાં વાસ કરનારી દેવીને સોંપી દઇશ એટલે તે તને પ્રસન્ન થશે. અને મારા કરતાં તારા ભવીષ્ય માટે તે અધીક જાણે છે તે તને સર્વ કહેશે.

તેં જે લેખનો નાશ કર્યો છે. તેનું વેર વાળવાને આ અરણ્યના રાજાની અજબકુમારી નામની એક કુમારી બાલા છે કે જેણીયે અત્યાર સુધીમાં પોતાના સ્વાર્થ માટે અનેક નીરદોષોનો ભોગ લીધો છે તે કાળસ્વરૂપ ધારણ કરી મહા પ્રચંડ યોદ્ધાઓને સાથે લઇ તારૂં શીરછેદ કરવાને આવશે, તે પ્રસંગે આ દેવતાઇ ગોફણનો ઉપયોગ કરી તને વશ કરવાને મથશે તેમાં તું મોહ ન પામતાં તેણીને ધીકારી કાડજે નહીં તો તારો જીવ નથી.

**ગુણનીધિ**—એમાં મને વીશેષ કહેવું પડે તેમ નથી. પણ વાવની ગોખમાં આ બે લાડવા કોણે મુકયા છે, તે મને જરા કહેશો?

**ટીટોડી**—અજબકુમારીએ.

**ગુણનીધિ**—શા માટે.

**ટીટોડી**—પોતાનો મનોભાવ પુર્ણ કરનાર રાક્ષસને કોઇ પણ માણસ મારી શકે નહી તેટલા માટે.

**ગુણનીધિ**—તે રાક્ષસ કયાં રહે છે ? તે કયારે આ લાડવા ખાવા આવે છે ?

**ટીટોડી**—તે મહામાયાવી રાક્ષસ આ અરણ્યની આસપાસ ફરે છે. અને સુર્ય અસ્ત થતાં પહેલાં તે લાડવા ખાવા આવે છે.

**ગુણનીધિ**—એવો તો શું ચમત્કાર છે ? કે લાડવા ખાધાથી વજ્ર સરખું શરીર બની જાય છે.

**ટીટોડી**—તે રાક્ષસે શ્રી શંકરને સેવી વર માગી લીધો છે કે અજબકુમારીના હાથના લાડવા જે કોઇ ખાશે તેનું શરીર વજ્ર સરખું જઈ જશે, અને તે લાડવા કોઇ પણ દેહધારી ખાઇ ન શકે તેટાલા માટે અજબકુમારીએ આ લેખ મોરના મોંમાં મુકયો હતો.

**ગુણનીધિ**—શંકર પાસે આવો વર માંગવાનું શું પ્રયોજન હતું ?

**ટીટોડી**—અજબકુમારીએ પોતાનું વાંચ્છિત ફળ પ્રાપ્ત કરવા માટે રાક્ષસની પાસે શંકરની ઉપર તપ કરાવ્યું હતું.

**ગુણનીધિ**—શું ત્યારે આ રાક્ષસ પણ અહીં આવશે ખરો ?

**ટીટોડી**—અજબકુમારીની દુર્દશા થતાંજ તે રાક્ષસ તારી ઉપર ચઢી આવશે, પણ તારૂં પ્રબલ તેજ જોતાંજ તે રાક્ષસ મુરછાગત થઇ જશે, અને તેને પુર્વનું ભાન થશે તેથી તે અજબકુમારીને તરછોડીને તને વર આપી ચાલ્યો જશે.

ટીટોડીની આવી મુખવાણી સાંભળતાંજ ગુણનીધિ આનંદમય બની હર્ષાતુર ચહેરે અનાયાસે પ્રાપ્ત થયેલી વસ્તુને ગ્રહણ કરવાને અર્થે, હોશભરી ઉત્કંઠાથી વાવની પાળ ઉપરથી નીચે ઉતરી, નમ્ર-

વાણીથી બોલવા લાગ્યો કે, "અહો અલ્પ પ્રાણી તારી પક્ષિ જાતને ધન્ય છે, તારા અંતરમાં દયાનો અખુટ ઝરો વહે છે. તારા મુખમાં અમૃત ભર્યું છે. તે અમૃતવડે મારા પાપને તેં ધોઈ નાખ્યું છે તેં મને નવું જીવતદાન આપી આ નવી દુન્યાના નવા રંગનો અનુભવ લેવા માટે નહીં ખુટે એટલા ખજાનાની બક્ષીસ કરી છે. માનવી પ્રત્યે તારો કેટલો પ્યાર છે? આવો તારો ઉપકાર હું કેમ વાળી શકીશ? એ આ મારૂં શરીર ચીરી તેમાંથી સઘળું માંસ કાઢી તારા કોમળ બચ્ચાંઓને ચખાડું તો પણ તારા ઉપકારનો બદલો વાળી શકે તેમ નથી." એટલું બોલતાંજ ગુણનીધિ વાવમાં ઉતર્યો, અને ટીટોડીના કહેવા મુજબ બાકીનો વધેલો ખજાનો વાવમાં ફેંકી દઈ બોલ્યો કે, 'અહો વનદેવી આ અખુટ ખજાનો તમને સોંપું છું તે તમે સાચવજો. અને હું જ્યારે માગું ત્યારે આપજો" એટલું સાંભળતાંજ વનદેવી ઉપર આવી બે હાથ લાંબા કરી, પ્રસન્ન વદને બોલી કે "હે વત્સ તારો જય થાઓ, અને તને વાંછીત ફળ પ્રાપ્ત થાઓ. તારે હાથે પાપીઓનો સંહાર વળો. ટીટોડીએ તને જે શીક્ષા આપી છે, તેનો તું નીરંતર પાઠ કરજે. એ તારી હૃદયરૂપી ભુમીમાં કોતરી રાખજે. જ્યારે અજબકુમારીના હાથનું ખડગ તારી ગોફણની ગોળીથી ભાંગી નીચે પડી જાય કે તુરત, તું તે ઉચકી લઇ ગોફણમાં ઘાલી આ વાવમાં ફેંકી દેજે, જો આમ કરતાં ચુકયો તો તું આ જગતની અનુપમ લીલા જોઇ શકીશ નહીં. તારા પ્રાક્રમથી અજબકુમારીનું સર્વ બલ હરાઇ ગયા પછી, તે અજબકુમારી તારી સમીપ આવી, અતી આગ્રહથી તને વીનવશે. કપટ પ્રેમ પ્રગટ કરી તારા ચીત્તને ચોરશે, તે જોતાંજ તું લુબ્ધ બની જઇશ. કારણ કે ગમે તેવો તું મનુષ્ય દેહ ધારી છે. તેથી તેવા માયીક ચમતકાર જોઇ ભોળાઇ જાય તેમાં નવાઇ નથી તેણીના મોહી [illegible] નાશ કરવા માટે,

હું તને એક ખડગ આપું છું તે તું લે, તે વડે તેની સર્વ માયીક શકતીનો નાશ થશે એટલું કહી વનદેવી અંતરધ્યાન થઈ ગઇ.

આવું વરદાન પ્રાપ્ત કર્યા પછી ગુણનીધી વાવની બહાર આવી વનની આસપાસની સૌંદર્યવાન સૃષ્ટીની અલૌકીક લીલા નીહાળવા લાગ્યો.

એટલામાં ઉનમન્ત બનેલાં પાપીઓના અન્યાય રૂપી ભારથી ધરણી ધુજવા લાગી. પોતાના નીચ સ્વાર્થ માટે અનેક નીર્દોષોનો વધ કરી, સુખ માનનારા મદોન્મત બનેલાં મનુષ્યરૂપી પીશાચોના હજારો ઘોડાઓના બળથી ઉડી રહેલી રજથી આકાશ ઘેરાઇ ગયું. અહંકાર અને વીકારથી ગર્વિષ્ટ બનેલા યોધાઓના બાણમાંથી નીકળતી અગ્નિના વરસાદથી આ રમણીય અરણ્યના શોભારૂપી વૃક્ષનો અને અનેક પશુ પક્ષીઓ બળીને ભસ્મ થઇ ગયાં. આ બધાં ભસ્મિભુત થતાં પશુ પક્ષીઓના મુખમાંથી નીકળતી ભયંકર ચીચીયારીનો કઠોર અવાજ ગુણનીધિના કાનના પડદા વીંધી આરપાર નીકળવા લાગ્યો.

આ કઠોર શબ્દોનો ઘોર રણકો કાનને લાગતાંજ ગુણનીધીના કાન ચમકયા, આંખમાંથી અગ્ની ઝરવા લાગ્યો, તેના શરીર પરના રૂંવા તમામ ઉભા થઇ તેજ સચેત કરવા લાગ્યા તેના શરીરની તમામ નસોમાંનું રૂધીર તપી જઇ તેની શકતીને ઉશ્કેરવા લાગ્યું. આવા એકત્ર થયેલા બળના જુસ્સાથી ગુણનીધી મદાન્ત હાથીની પેઠે ડોલતો અને સીંહની પેઠે ગર્જના કરતો, ગોફણમાંથી ગોળાઓનો રણકો બોલાવતો બલવાન શત્રુની સહ જોતો સડક ઉપર આવી ઉભો.

જેમ જલ પૃથ્વીને ઘેરી લે છે તેમ અજબકુમારીની સેના આવીને ગુણનીધીને ઘેરી લીધો, છતાં ગુણનીધી જરાપણ ડગ્યો નહી.

આહા કરણના કામ્બ સરખા જેની કાય છે. પોયણીના પાન સરખા જેણીના પગ છે, કેલના ગર્ભ સરખી જેણીની જાંગ છે. એવી મહા સ્વરૂપવાન જાણે હમણાં આકાશમાંથી સ્વર્ગની સુંદરી ઉતરી આવેલી ન હોય એવી અજબકુમારી પોતાના સુવર્ણમય રત્નજડીત્ર રથમાંથી નીચે ઉતરી રૂમઝુમ કરતી ગુણનીધી સનમુખ આવી ઉભી અને તેની છાતી સામું બાણુ તાકી બોલી કે "ઓ તુચ્છ મારી પ્રતીજ્ઞાનો ભંગ કરતાં તારા શરીરે કંપારી કેમ છુટી નહીં ? લે હવે તારા કર્યા કર્મનો ભોગ આપ.

**ગુણનીધી**—શું મારો ભોગ ? તારા જેવી મનોહર મુગ્ધા મનોહર મુરતા લેશે ? કેવી અજાયબી, વારૂ તારૂં આવું કોમળ શરીર છતાં તારા હૃદય પ્રદેશમાં કઠોરતાએ કેમ વાસ કીધો છે !

**અજબકુમારી**—ઓ કંગાલ, દુરમતી આ હૃદય પ્રદેશના પ્રતાપી રાજાની અવગણના કરનારા કૃતઘ્નીના અશુદ્ધ હાથથી થએલા અપરાધની શીક્ષા કરવા માટે કઠોરતાએ વાસ કીધો છે.

**ગુણનીધી**—ખરેખર તું વીચારવંત કે દીર્ઘદ્રષ્ટિએ જોનાર નથી. ખરેખર તું કનક અને કથીરને પારખી શકે એટલી શક્તી ધરાવતી નથી જો તારામાં સારાસારનો તોલ કરવાનો ગુણ હોત તો તું આવું ઘાતકી આચરણ આચરવા કદી પણ ઉન્મત બનત નહીં તારા હૃદય પ્રદેશના ભ્રષ્ટ થયેલાં અધીષ્ટાતાના અવગણના કરનાર કૃતઘ્ની નહીં. પણ તેની મલીન થએલી બુદ્ધીને ઠેકાણે લાવનાર શુદ્ધ અંતઃ-કરણવાળું એક મનુષ્ય છે. તે નીર્દોષ મનુષ્યને શીક્ષા કરવાને આ ભૂમીમાં કોણ સમર્થ છે ? તારી કોમળતા તારી નાજુકાઇ જોઇ મને બહુ દયા આવે છે તો પણ તારી નાજુકાઈ પર કાંઇ વીચાર કરતી નથી ! તો શું તું આવું ઘોર કર્મ કરવાને સરજેલી છે ?

**અજબકુમારી**—અહહ, વાહ ઠગ, છટકામાંથી છટકી જવાની આવી ચતુરાઇ તને કોણે શીખવી છે? તારી મુખરૂપી વાંસલી પર લલચાઇ તારી પાથરેલી મોહજાળમાં સપડાઇ જાય એવી આ લાલચુ માછલી નથી પણ આ ખરેખરી ઝેરી નાગણ છે તે ઝેર જ્યારે નસોંનસમાં પ્રવેશ કરશે ત્યારેજ તારી શુધબુધ ઠેકાણે આવશે.

**ગુણનીધી**—વાહ ! વાહ ! કાલી નાગણ વાહ ! તારા જેવી અનેક નાગણીઓ ભેગી થઇ, મારી નસોનસમાં ઝેર કાં ઠાલવતી નથી ? મને ઝેરથી કાં નહીં નહવરાવતી ? તો પણ તે ઝેર મને કસી અસર કરી શકનાર નથી. હું ઝેરનો કુપ છું, મારા કૂપમાંથી જ્યારે ઝેરનાં ઝરણાં છુટશે, ત્યારે તારા સુખનો, તારા મનનો, ભાવનો, તારી સુંદરતાનો, તારા વૈભવનો, અને તારી પાછળ થેઇ થેઇ નાચી રહેલા યોદ્ધાઓનો નાશ કરશે. માટે બાંધી મુઠી લાખની રાખવી હોય તો તારી ભ્રષ્ટ થએલી કાયાને આ અમૃત સંજીવની વાવમાં જઈ પાવન કર અને કાખની કરવી હોય તો તારી મરજી મુજબ વર્તવાને તત્પર થા.

**અજબકુમારી**—ઓ દુષ્ટ ઓ કપટકાળની મુરતી તેં જાણી જોઇને કપટભાવથી મારા લેખનો અનાદર મારી ધરતીપર ચોરરૂપે તે દાખલ થયો છે. માટે તને તેની શા માટે શીક્ષા ન કરવી ? બદલો વાળી ન શકાય એવા તેં કરેલા અપરાધને માટે તારો શા માટે વધ ન કરવો ? તું દયાજનક પ્રાણી નથી પણ ક્રૂર કરતાં પણ ક્રૂર છે નહિં તો આવી હઠીલાઇ, આવી કઠોરતાનો ઉપયોગ કરી, મારા અગ્નીને વધારે પ્રદીપ્ત કરવાને આટલાં બધાં કદીપણુ વલખાં મારત નહીં. તારો ઝેર રૂપી કુંપને શોષી લેવાને આ બાણ માત્ર બસ છે. તું કોણ છે ! મારી સત્તા શી છે ? તેની તું જરા પણ દરકાર રાખતો નથી. આવું મીથ્યા ડોળ ઘાલી લવારો કરવાની શું તારો પ્રાણ બચાવી શકીશ ! એ

નષ્ટ માથું નીચું નમાવી ધરતી ભણી જો નહી તો તારી આંખ ફોડી નાંખીશ.

**ગુણનીધી**—એ કુચ્છંદી બાળા કાગડી હંસની બાજુમાં બેસવા લાયક નથી તેમ તું કુલહીણ અવીચારી નારી મારી સનમુખ ઉભવા લાયક નથી. શું સીંહ એક ગધેડીના હાકોટાથી પોતાની ગર્જના કરતો અટકશે? આ પ્રવાશી સીંહ પોતાની ધગધગતી આંખોમાંથી નીકળતી જ્વાલાને ધરતીમાં સમાવી તને નમન આપશે? આવા તારા ગર્વનો આવા તારા અભીમાનનો, આવા તારા કુચ્છંદીપણાનો નાશ કરવાને પરમેશ્વરે મોકલેલો એક યક્ષ છે. તે યક્ષને શરણે આવ, તારા પાપને ધોવા હોય તો મારા ચર્ણ શેવવા તત્પર થા, તારૂ બાણ તરણા સમાન છે તારી સત્તા સમુદ્રના ફીણ સરખી છે. નાહક તારા પાપનું, તારા ઘોર કર્મનો પડદો શા માટે ઉઘાડે છે? આ તારા લાવણ્યપણાને લાગેલા કાળા ડાઘને કાઢી નાખવા માટે તારી કટાઇ ગયેલી બુદ્ધી સદ્‌ગુણની વીવેકરૂપી કસોટી ઉપર ઘસી શુદ્ધ કર, નહીં તો આ તારૂં જોબનરૂપી નાવ ખરાબા સાથે અથડાઇ નાશ પામશે.

**અજબકુમારી**—તારા જેવા યક્ષો મારે ઘેર પાણી ભરે છે તારા જેવા કીન્નરો મારી સેજ્યે બીછાવે છે તારા જેવા ગાંધર્વો મારી પાસે નૃત્ય કરે છે. તો પછી તારા જેવા [illegible] શી [illegible] છે કે આ કસ્તુરી સરખી કાયાનો સ્પર્શ કરી શકે? [illegible] તો નર્કનો [illegible] છે તે [illegible] પ્રમાણે વર્તે તેમાં [illegible]? [illegible] કરવી મુકી દે અને આ [illegible] લાભનો પ્રસાદ આપવા તત્પર થા.

**ગુણનીધી**—આ તારી [illegible] પાપુ[illegible] ભરેલા [illegible] છે.

આ તારી કલ્પના સુતરના કાચા તાતણા સમાન છે. નાહક હજારો ગૌચાયોના રૂધીરથી ભુમીને અપવીત્ર કરવા કાં સજ્જ થઇ છે ? આમાં તારો જય નથી, આમાં તારો સ્વાર્થ સરવાનો નથી, આમાં તારા પાપનો ઘડો ફુટવાનો છે. માટે તારા ઉત્તમ કુળના અભીમાનનો ટેક તોડવો ન હોય, તારી કીર્તિને ઝાંખ લગાડવી ન હોય તારી સ્ત્રી જાતીને વગોવવી ન હોય, અને આ ભવ અને પેલો ભવ બગાડવો ન હોય તો અહી ડમરી થઇ જેવી આવી તેવી ચાલી જા. તું કોઇ ખરેખર રાજબીજથી પાકેલ નથી પણ કોઇ પીશાચ બીજથી પાકેલી છે જેથી તારૂં અંતઃકરણ પીશાચના સરખું છે.

લે હવે તારા મનની આશા પુરણ કર. એટલું કહી ગુણની-ધીએ પોતાની ગોફણમાં ગોળી નાંખી અજબકુમારીના બાણની રાહ જોતો ઉભો.

ગુણનીધીનું આવું ઉગ્રસ્વરૂપ જોઇ અજબકુમારી ધનુષ્યબાણની કમાન પેઠે વાંકી વળી ગઇ, જેમ વાદળીમાંથી પાણી ટપકે તેમ આ શશીવદનીના મુખપરથી પરસેવાના બીંદુઓ ટપોટપ પડવા લાગ્યા. જેમ પાણીનો પ્રવાહ પહાડને હચમચાવી મુકે, તેમ ગુણનીધીના અગ્નિરૂપી ક્રોધે આ મૃગલોચનીને પગથી તે માથા સુધી સળગાવી મુકી. આવો વિસ્મય પમાડનારો ચમત્કાર જોઇ આ ગજગામીની લજવાઇ ગઈ. શરીરનું ભાન ભુલી ગઇ, પવનના સપાટાથી જેમ ઝાડના પાતરાં નાચે છે કુદે છે, અને ખરી જઇ ઉડે છે તેમ ગુણ-નીધીની આંખમાં ભરાઇ બેઠેલા કામદેવના બાણોએ આ નવયોવના નવરંગી નારીના વક્ષો ભેદી નાખી તેણીના શરીરરૂપી અવયવોને નચાવવા કુદાવવા લાગ્યા.

આ પ્રમાણે મોહજાળમાં સપડાયેલી બેભાન બનેલી કામની

ક્ષણવાર વીચારમાં ને વીચારમાં તલ્લીન બની ગઇ. તેણીની જરાપણ શુધ રહી નહી આ શું બને છે, આમ થવાનું કારણ શું, તે તેણીને સમજાયું નહી. તે ઘડીકમાં પોતાના શરીરની કોમળતા તરફ જોવા લાગી, ઘડીકમાં પોતાના છીણુંવીણું થઇ ગયેલાં વસ્ત્રોને નીહાળવા લાગી, તો ઘડીકમાં આકાશ તરફ ફેંકવા લાગી, તો ઘડીકમાં ભુમી ખોતરવા લાગી અને ઘડીકમાં ગુણનીધીનું ઉગ્રસ્વરૂપ નીરખવા લાગી. નીરખતા તેણીની આંખનું તેજ ગુણનીધીની આંખના તેજમાં મળતાં જ આ ગોરી તરત ચમકી ઉઠીને બોલી કે "શું સ્વપ્નામાં છું કે જાગૃત છું ? નહીં ! નહીં ! એતો મોહજાળના કાળા પડદાનો કાળો પ્રતાપ છે. હા ઉભોરે અલ્યા ચોર હવે તને મેં બરાબર ઓળખ્યો છે. હવે તને મેં પકડયો છે. મારી આવી દશા કરનાર તુંજ છે. મને ભ્રમીત બનાવી ભમાવનાર તુંજ છે. મને લજીત કરી મર્યાદા વગરની બનાવનાર હવે તું કયાં જનાર છે, સચેત થા હુશીયાર થા, તારા મોહજાળના પડદાને ફાડી નાખવાને મારા તીવ્ર શકતી બસ છે. લે હવે મારી શકતીનો પ્રસાદ ચાખ."

જેમ બાજ પોતાનો શીકાર પડવાને તલપ મારે છે, તેમ અજબકુમારીએ પોતાના યોધ્ધાઓ સમેત ગુણનીધી ઉપર તલપ મારી.

પોતાના ઉપર આવો ધસારો આવેલો જોઇ ગુણનીધી જરા પણ ન ગભરાતા પોતાની ગોફણવડે આ ધસારાનો સમુળગો નાશ કરી નાંખી અજબકુમારીના હાથમાંના બાણના કકડે કકડા કરી નાંખ્યા.

પોતાના વીરભદ્રોના છેદાયલા માથાના ઢગલા અને પોતાના બાણના થએલા કટકા જોઇ જેમ વંટોળીયા ધુળને લઇ ઘુમે છે. તેમ અજબકુમારી ગુણનીધીને વીંટી લઇ ઘુમવા લાગી અને ક્ષણવારમાં પોતાનું સ્વરૂપ ધારણ કરી પોતાની કમરમાં ખોશેલું કાતીલ ખંજર

કાઢી ગુણનીધીની છાતી વીંધવા માટે દોડી તે જોતાંજ ચતુર ગુણ-નીધીએ એક આંખના પલકારામાં ગોફણ વડે અજબકુમારીના હાથને ભાગી નાંખ્યો. આ ઘા સહન નહી કરી શકવાથી અજબકુમારી ધરણી પર ઢળી પડી, તે જોઇ ગુણનીધીએ તેણીના હાથમાંથી પડી ગયેલું ખડક ઉચકી લઇ વાવની વનદેવીને સ્વાધીન કરી દીધું. અને હવે પછી અજબકુમારી ઉઠી વધારે શકતીનો ઉપયોગ ન કરે તેટલા માટે વનદેવીએ આપેલા ખડગને ગુણનીધીએ હાથમાં લઇ અજબ-કુમારીની આસપાસ ફેરવી તેની અદ્દભુત માયીક શકતીને હરી લીધી, પોતાની અદ્દભુત શકતીનો નાશ થયેલો જોઇ અજબકુમારી ભુમી ઉપર હાથ પછાડી બોલી "હવે શું કરવું ! શું ઇલાજ શોધવો ! કોનો આશરો લઉ ! મારૂ તેજ ગયું બળ ગયું, રૂપરંગ જોબન ગયું સર્વસ્વ ગયું. કાંઇ ન રહ્યું. હવે શી દશા થશે. કેવી ગતીએ પહોંચીશું મન હણશે કે જગતની બત્રીશીએ ચડાવી મહારી કુલ દીપક કીર્તિને કલંકીત કરશે. હાય હૃદય ફાટી જા. હવે જીવવું વ્યર્થ છે! આશા નીરાશ થઇ, આશાનો ડુંગર તુટી પડયો. અરે તે કરપીણે મારા વૈભવ ભોગવીલાસનો, સુખ સંપત્તીનો નાશ કર્યો છે, આ નાશ કરનાર રાવણ સરખાને રોળનાર કોઇ રામ છે ? નથી, તો પછી શું કરવું હજી જીવ બચાવાનો છુટવાનો, વેર લેવાનો, લુંટાતી આબરૂ રાખ-વાનો માર્ગ શોધવાનો સમય દુર ગયો નથી. અહો મન ચંચલ થા શોધવાને ત્વરા કર, તેમાંજ તને લાભ છે. તેમાંજ તારૂં જીવન છે. હાય કર્મ પલટાઇ ગયું. ભાગ્યદેવી વેરણ થઇ ઉભી. હાય મને કોઇ આ કાળના મુખમાં જતી બચાવો." આ પ્રમાણે વીકાળ ચીસ પાડી, પાછી ધરતીપર ઢળી પડી.

અજબકુમારીની આવી કારમી ચીસ સાંભળી રાક્ષસ ધુવાફુવા

કરતો ગાકોને ઉખેડી અધર ઉડાડતો, કુદતો, નાચતો અને ગાભણીના ગર્ભ ટુટી જાય તેવી ત્રાડ મારતો, રાક્ષસ આવી હજારો શુરાઓના વીંખાઇ ગયેલા માથાનો ઢગલો જોઇ ખડખડ હસતો હસતો તે પડેલા માથાઓને હાથમાં ઉપાડી દડાની માફક ઉછાળવા લાગ્યો તેમ તેમ માથા આકાશમાં ઉડી નાળીએર રૂપે લટકવા લાગ્યાં, આ શુરાઓના ભોંકાયલા માથાના ફુટેલી ખોપરીમાંથી નીકળતા રૂધીરનો અને માંસના લોચાનો ભક્ષ કરવાને અનેક પક્ષીઓ તેને વીંટી વળ્યા. તે જોઇ રાક્ષસ બોલ્યો કે, " અહો ઘણા દીવસના ભુખ્યા પક્ષીઓ તમારી ક્ષુધાને શાન્ત કરો અને તમારૂં પેટ ભરાતાં બાકી રહેલા માંસને આ પાપીઓની સ્ત્રીઓને વધાઇ તરીકે તેણીઓના ખોળામાં નાંખજો જેથી મારો આત્મા સંતુષ્ટ થશે. " એટલું બોલી તે રાક્ષસ પોતાના શરી-રને દડા સરખું બનાવી ધરણીપર આળોટતો આળોટતો ગુણનીધીની આગળ આવી પોતાનું સ્વરૂપ સમાવી દઈ બોલ્યો કે "રંગ છે રંગ વીર રંગ છે, આ પાપણીના પંજામાં સપડાયેલા પાપીઓનો સંહાર કરી પૃથ્વીનો ભાર ઉતાર્યો છે જેથી મારો અંતરરૂપી સાગર આનંદથી ઉછળી રહ્યો છે. પણ આ અધમાચરણીને કેમ જીવતી રાખી છે ? "

રાક્ષસના બોલવા પર વિશ્વાસ ન રાખતાં તેની માયીક શક્તીનો નાશ કરનાર વનદેવીના ખડકને રાક્ષસની સામું તાકીને ગુણનીધી બોલ્યો, " સ્ત્રીહત્યા ન કરવી એવું સમજીને આ અવીચારી કુછંદી બાળાને જીવવા દીધી છે. " રાક્ષસનો આવો મનોભાવ જોઇ અજ-બકુમારી એકદમ ઉભી થઈ અને રાક્ષસને કહેવા લાગી.

" ઓ સાલ્લા કર આ તમે શું બકો છો. "

" ઓ રાંડાળણી હું બકતો નથી. પણ તારા કુકર્મો બકાવે છે. " "અરેરે હું કુકર્મો કરનારી પાપીણી આવું આળ માથાપર ચડાવતાં તમારી જીભમાં કાંટા કેમ ભોંકાતા નથી ?"

**રાક્ષસ**—" હા તું નીચ, હા તું કઠોર, હા તું વ્યભીચારની તારૂ જોબન લુંટાવી અનેક મોજે માણુવા માટે શું તેં અનેક કેલૈયા કુંવરના પ્રાણ લીધા નથી બોલ, આનો ઉત્તર વાળવાને તારામાં તાકાત છે ? "

આ તારા પાપ રૂપી કાંટાએ તારા ધર્મનો નાશ કરી મારો નાશ કરવા મારી પુઠ પકડી છે. તેમાંથી છુટવાને બદલે બલીદાન આપવાને શું હું ઉન્મત બનીશ ? ઓ ગોઝારી પિતૃઓને નર્કમાં નાંખનારી જો હું આવું જાણુતો હોતતો તને મારી અદભુત વિદ્યા કદી પણુ શીખવત નહી. જો તારા દુરાચર્ણુનો જરા પણ અંશ મારા જાણવામાં આવત તો મારા બન્ને ભવનો નાશ કરવા કદી પણ ઉદ્ધત બનત નહી. તારી મોહ માયાની જાળે મારી આંખની ઉપર અંધારી પાથરી મારી દીવ્ય ચક્ષુના દરવાજા બંધ કરી નાંખ્યા હતા. તેથી મેં તારા પાપના પુંજમા મારા પવિત્ર હાથ બોળી અપવિત્ર કર્યા છે માહારી શકિતને હરી વનદેવીના ખડગનાં દર્શન કરાવનાર આ બડ-ભાગી પુરૂષ નહોત તો તારા જેવીજ મારી ગતી થાત, મને અધર્મના ખાડામાંથી કાઢી સનમાર્ગ બતાવનાર આ સદભાગી પુરૂષનો ઉપકાર માનવો જોઇએ. તેમ ન કરતાં શું તારા નીચ સ્વાર્થ માટે હું તેનું અપમાન કરવા તત્પર થાઉં ? ના, ના, હવે તેમ બનનાર નથી રાઇના પાડ રાતે ગયા. હવે એ સ્વપ્ને પણુ સાંભળીશ નહી તારા પાપની શિક્ષા તરીકે આકાશની નીચે લટકી રહેલા તારા કૃતઘ્ની સરદારોના માથા તરફ જો, તે તારા પાપથી, કુકર્મથી અનાચારથી ભ્રષ્ટ થયેલાં અને છેવટે અધોગતીએ પહોંચેલાં નીશાચરોના માથા તારા બાપે બાંધેલા કીરતી કોટને શીખર ઉપર ઉડી રહેલી વીજયપતાકા સહીત શીખરને ભાંગી ભુક્કા કરી તારા બાપના સુતેલા શત્રુને જાગૃત કરશે.

દ્વારા અને આ દુરાત્માઓના હાથથી અનેક નીર્દોષ આશાવંત પ્રાણી-ઓનો નાશ થયો છે. તે આશાવંતોના જીવો આકાશમાં ભમી રહેલા છે. તે આ ખોપરીમાં પ્રવેશ કરશે, તે તારા પાપનું વેર લેવાને તારા પીતાના રણવાસમાં રહેનારી રમણીયોની આગળ જઇ ખીવરા-વશે, છલશે. અને બાવરીઓ બનાવી તારા પીતાથી વીયોગ કરાવી રણવાસ તજાવશે. નગ્ન કરી આખા નગરમાં નચાવતાં નચાવતાં આ અરણ્યમાં રઝળતી ભટકતી મુકી દેશે. તે જોઇ તારો બાપ ગેલછા પામશે, ગેલછામાં અને ગેલછામાં રાજ્યનું ધનોત પનોત વાળશે તારા કુટુંબનો નાશ કરશે, અને સૌને શબની રઝળતી રખડતી રમણીયોની પુંઠે ભમશે એવો મારો તને શ્રાપ છે.

રાક્ષસના આવા ઉગ્ર શ્રાપનો ઉત્તર વાળવાની શકિત ન રહેવાથી ઢીલું મોઢું કરી ઊંડો નિશ્વાસ મુકી આંખમાંથી શ્રાવણ ભાદરવો વર-સાવતી ધીમે ધીમે પોતાના રથમાં જઇ બેઠી. અને જેમ માંખી તેલમાં ડુબી જાય તેમ અજબકુમારી શોક સાગરમાં ડુબી ગઇ.

અજબકુમારીની આવી દશા જોઇ રાક્ષસ બહુ નમ્ર સ્વભાથી ગુણનીધીને કહેવા લાગ્યોકે " અહો વનદેવીના વરદાઇ પુત્ર પાપના કુપમાં ડુબેલા અને એક નીચ વૃતીવાલી સ્ત્રીના હાથમાં ફસાવવા મારા જેવાં કૃત્રીમની અજ્ઞાનતાનો નાશ કરી મને તાર્યો છે. મારી અશુદ્ધ રક્તથી ભ્રષ્ટથયેલી કાયાને બચાવી પાવન કરવાનો સુભ માર્ગ બતાવ્યો છે. તેનો ગુણ કેમ ભુલીશ "

મેં મારી ફરજ ઉપરાંત કાંઇ કર્યું નથી, પણ તારા પાપના પસ્તાવે તને જાગૃત કર્યો છે એજ તારા ભાગ્યોદયની મોટી નીશાની છે, માટે ઇશ્વરનો ઉપકાર માની તેની કૃતીનો અનુપમ પ્રસાદ ચાખી પાવન થા કે જેથી આ નીચ યોનીમાંથી તારો છુટકો થાય. "

„ આહા ! આવો તારો નીર્મળ વાણીથી ભરેલો અતી ઉત્તમ બોધ સાંભળી મને અત્યારે અતી આનંદ થયો છે. જાણે આનંદની લહેરોમાં લોટતાં હઉં સર્વ વ્યાપક સર્વેશ્વરની રચેલી સ્વર્ગપુરીનો અનુભવ લેતો હઉં એવો મને ભાસ થઇ રહ્યો છે તેથી હું તારી ઉપર પ્રસન્ન થઇ વર આપું છું તે તું લે. „ એટલું કહી તે રાક્ષસ એક દમ અજબકુમારીના રથના ચક્રની ઉપર એવા જોરથી માથાની જટા ઝાગટી કે જેથી તે રથ અજબકુમારી સહીત આકાશ માર્ગે ભુંગળની પેઠે ભું ભું કરતો ચાલવા લાગ્યો, તેમ તેમ રાક્ષસ પોતાની ઝટાના બાલ તોડી નીચે નાંખવા લાગ્યો ક્ષણવારમાં અજબકુમારીનો રથ અદ્રસ્ય થયેલો જોઇ રાક્ષસે પોતાની ઝટામાંથી તુટી પડેલા બાલને નીચેથી વીણી લઇ મોટા ઉમંગથી હસ્તે ચહેરે ગુણનીધીના હાથમાં આપી કહ્યું કે, „ લે આ બાલને તારા પ્રાણ કરતાં અધીક સાચવજે આ બાલના ચમત્કારવડે તને વીલાસ સુંદરી પ્રાપ્ત થશે. તે સીવાય બીજા અનેક ચમત્કાર તારા જોવામાં આવશે.'' એટલું કહીતે રાક્ષસ અંતરધ્યાન થઇ ગયા.

રાસક્ષને આવો તાત્કાલિક ચમત્કાર જોઇ ગુણનીધી ચકીત બની અજાયબમા ગરકાવ થઇ બોલ્યો કે આ ખાવા ધાતી ભયાનક ભુમીપર વધારેવાર ફરવામાં હાનીજ છે, વળી કાંઇ નવું કૌતક આ આંખે જોવું પડશે. માટે આ કમકમાટી ઉપજાવે એવી થઇ રહેલી ભુમીને છેવટના નમસ્કાર કરવામાંજ લાભ છે ચમત્કારી રાક્ષસે મને વાળ આપ્યા છે તે ખરા છે કે ખોટા તે અજમાવી તેની પરીપુર્ણ પરીક્ષા કરવાને હવે આંખ મીચી આગળ ધાઇ વીલાસસુંદરીને શોધી કાઢી પછી બીજા કાર્યો કરવામાં ચીત પરોવું તોજ કાર્ય સીદ્ધ સફળ થાશે. એટલુંજ કહી ગુણનીધીએ સ્વાર વગરના થઈ ગયેલા

હજારો ઘોડામાંથી એક અબલખ ઘોડો શોધી કાઢી તેની ઉપર સ્વાર થઈ અવધિ પુરીની ઉત્તર દીક્ષા ભણી પોતાના ઘોડાને છોડી દીધો- આ અબલખ ઘોડો પોતાના પેગમાં પોતાના પગના પડઘા પાડતો ધરતી પરની રજ સરખી ઉડવા ન દેતાં ફુલ સમાન પોતાના સ્વારને સાચવતો ત્રણ નદીના ભેગા થતા સંગમપર આવી ઉભો આ ત્રણ નદીના થયેલાં સંગમથી એકઠો થયેલો પાણીનો જબરો પ્રવાહ ખલ-ખલ કરતો દક્ષીણ દીશાએ આવેલા સાગરને ચુંબન દેવા ઉલટ ભેર જતો હતો આ દીશાવાલો પ્રદેશ લીલી લીલોતરીથી ઝગમગ કરી ચકોર ચીત્તવાલા ચંચલ ગુણનીધીના ચતુર ચીત્તને આકર્ષણ કરી પોતા તરફ ખેંચી રહયો છતાં તે રમણિય અને મનોહર પ્રદેશની અવણ્ય લીલાપર પોતાનો પ્રેમભાવ ન રાખતાં જાણે તે તેને ચાહતો ન હોય અને સર્વાંગે તેને કાંટા સરખો ખુંચતો હોત તેમ તેનો તેવો ભાસ થવાથી તે તરફ પોતાના મનને ન દોરવતાં આ ત્રણ નદીની વચ્ચે પડેલા કાંટાના મધ્યેના વીકટ અને ઘાડા ઘીચ ઝાડીયોથી વીટા-યેલાં નાના મોટા ડુંગરોથી ઘેરાયેલાં આડાં અવળાં ને ઘુંચવણથી ગુથાએલા ગોથાં ખવરાવનારા માર્ગે પોતાના તેજી ઘોડાને છોડી દીધો

સુર્યનાં કીરણો સંચાર ન કરી શકે એવી ખાડાખાબોચીયા અને કાદવ કીચડથી ભરેલા અંધકારમય પહાડની ગુફામાં પેઠો. કાદવ કીચડ ખુંદતો અને ઠોકરો ખાતો અને હાંફતો હાંફતો તે સીકોટા મારતો મહા મુસીબતો વેઠતો સ્વાર સહીત ઘોડો ગુફામાં હૃદયભેદક અને ત્રાસ ઉપજાવનારો હાડગાત્ર ગાલી ધ્રુજાવી કંપારી છુટાવનારો માર્ગ કાપતાં કાપતો સાયંકાળના સમયે ગુફાની બહાર પડયો. અને એક પહાડની તળેટીમાં વહેતા પાણીના ઝરા આગળ જઇ ગુણનીધી ઘોડા ઉપરનો સાજ ઉતારી તે તેજી તુરીને ખુબ નવરાવ્યો તેનું

શરીર સ્વચ્છ કરી તેની ક્ષુધાને શાન્ત કરવા તળેટીની લીલી જમીન પર છોડી દઈ પોતે જળના વહેતા ઝરામાં સ્નાન કરવા પેઠો.

સુર્યનારાયણ ધીમે ધીમે અસ્થાચળમાં જવા લાગ્યો. તે જોઈ પોતાની સત્તાનો અમલ કરવાને અધીરી બનેલી કાલરાત્રી સજ થઇ પોતાની કાળી ઓઢણીથી પૃથ્વીને ઢાંકી દીધી. પુર અંધકારમાં ઘેરાયેલી પૃથ્વીને જોઇ ગુણનીધીને આ અંકુશ વગરના રથળને તજી પેટમાં વ્યાપેલી અગ્નીને આહુતી આપવા તે એને આખા દીવસની સખ્ત મુસાફરીથી કંટાળી અને તવાઇ ગએલાં શરીરને બે ઘડીની વીશ્રાન્તી આપવા અર્થે એકાદ સુંદર સ્થળ સોધવાની ઉમેદથી ઘોડા ઉપર સ્વાર થઈ પહાડની તળેટી મુકી આગળ ચાલવા લાગ્યો. પંથ કાપતાં કાપતાં તેના કાનમાં સિયાળ અને કુતરાના ભસવાનો અવાજ અથડાયો. તેથી તે બોલ્યો કે, “ખચિત આ કોઇ ગામનો સિમાડો છે. સીમાડા વગર કુતરા કદિપણ ભસતે નહિ. માટે આ રસ્તેથીજ ઘોડાને હાંકવો અનુકુળ થઇ પડશે.” એટલું કહિ જે ભણી કુતરાનો ભસવાનો અવાજ આવતો હતો તે તરફ જલદીથી ઘોડાને છોડી મુકયો. ચતુર ઘોડાએ ગામનો સિમાડો તરત ઓળખી કાઢી ગામમાં પેસવાની લાલચે ચાર પગે ચાલવા લાગ્યો; એક ક્ષણમાં ઘોડો નદીને કાંઠે આવેલી એક મોટી ધર્મશાળાના દરવાજા આગળ આવી ઉભો. ચતુર ઘોડાની સમસ્યા સમજી લઇ ગુણનીધી તરત ઘોડા ઉપરથી ઉતરી પડી ઘોડાની રાશ ઝાલી ધર્મશાળામાં દાખલ થઇ મોટેથી બુમ મારી કહ્યું કે “આ ધર્મશાળાનો રક્ષક કોણ છે.” ગુણનીધીની બુમ સાંભળી ધર્મશાળાનો રક્ષક તરત દોડી આવી બોલ્યો કે સાહેબ શી ફરમાશ છે.

“આજની રાત્રી વિશ્રામ લેવા માટે મને થોડી જગ્યા આપશો ?”

“ના સાહેબ, હું તમારી અરજ દિલગીરી સાથ સ્વિકારી

શકતો નથી. "

" તો પછી ધર્મશાળા શા માટે બાંધવામાં આવી છે ? "
" ધર્મશાળા તો મુસાફરોની સગવડ માટે બાંધી છે, પણ દિવસ વિત્યા પછી આવતા મુસાફરોને માટે સરકાર તરફથી મનાઇ કરવામાં આવી છે.

" એમ કરવાનું કાંઇ પ્રયોજન ? "

" બારવટીઆના કાળા કેરથી. "

" ત્યારે શું તું મને બારવટીઆ જેવો સમજે છે ! "

" નહિ, નહિ, મહેરબાન મારાથી તેમ કેમ કહેવાય. "

" તો પછી તારા મનની ખાત્રી થતી હોય તો મને ઉતારો આપવામાં તને શી અડચણ છે. "

" અડચણ માત્ર પેટપર પડતા ઘાની. "

" તારા પેટપર ઘા ન પડે અને સદા સુખમાં જીન્દગી કાઢે તો પછી ? "

" તો પછી મારી ક્યાં ના છે. "

" ધર્મશાળાના રક્ષકનો આવો મનોભાવ જાણી લઇ ગુણનીધીએ તરત પચાસ મોરો તેના હાથમાં આપી કહ્યું કે, " કેમ ભાઇ હવે તો તારા પેટપર ઘા તો નહિ પડેને ?" "નહિ, નહિ, સાહેબ આપે તો બહુ હદ કીધી છે, આ ઉપકારના બદલા તરીકે ચાલો હું તમને આ ધર્મશાળાની બહાર એક સુંદર જગ્યા આપું તે તમે જોઇને બહુ ખુશી થશો પણ સરત એટલી કે સુર્યોદય થતાં પહેલાં તમારે આ જગ્યા છોડી જવી પડશે.

" ચાલ બતાવ તારી સરત મને કબુલ છે. "

આ રક્ષકે ધર્મશાળાના પાછલા ભાગમાં આવેલા એક દરબારી બંગલાના બારણા ઉઘાડી ગુણનીધીને દાખલ કીધો અને ગુણનીધીની

સર્વ ઇચ્છાઓ પુર્ણ કરી પોતાની ધર્મશાળાના દરવાજા બંધ કરી પોતાના બીછાનાને વશ થઇ ગયો.

ગુણનીધીએ તુરત ઘોડાને ખીલે બાંધી ઘાસ નાંખી પોતાના પેટમાં બળતી લાયને શાંત કરી એક બીછાવેલા પલંગપર જઇ આળોટવા લાગ્યો પણ ઉંઘ આવે શાની, બહું ઉંઘમાં પડવાની તજવીજ કીધી. બહુ ફાંફાં માર્યાં અંતે થાકી બતી બુઝાવી નાંખી હવા આવવા માટે બંગલાની તમામ બારીયો ઉઘેડી નાંખી, પણ તે સરવે ક્ષણના સુખ માટે ફોકટના ફાંફાં હતા. પાછો તરફડીયા મારતો પલંગ ઉપરથી ઉતરી બંગલામાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં એક ભીંતપર ટાંગેલી સોનાની મુઠવાલી તલવાર અને ગેંડાની ઢાલ ઉપર નજર પડી તે તરત તેણે લઇ લીધી અને પોતાના સુવાના પલંગના ઓશીકાપર મુકી પાછો બારી આગળ આવી ઉભો એટલામાં બારીની સામેથી આવતાં કેટલાએક માણસની ઉપર નજર ચોટી. તે જોઇ ગુણનિધી બોલ્યો કે, “ આજ બારવટીયા હશે એ સિવાય હાથમાં ખુલી તરવારો લઇ ધસારાબંધ આ તરફ આવેજ નહીં. માટે એ કયાં જાય છે, શું કરે છે, તે જોવાની ઘણી જરૂર છે. ખચીત તેની પુંઠે પડવાથી કાંઇક પણ લાભ થશે. ” તેને ખબર ન પડે તેવી રીતે ગુણનિધીએ દેવીનું ખડક ટીંચેડીની ગોળ, રાક્ષના બાલ અને અહીંથી મળેલી તરવાર લઇ બંગલાના દરવાજા ઉઘાડી બહારથી બંધ કરી કોઇ જોઇ નહી સકે તેવી રીતે બંગલાના ખુણામાં સંતાઇ ઉભો, એટલામાં આ ટોળું બંગલો છોડી આગળ ચાલવા લાગ્યું તે જોઇ ગુણનિધી પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

આ માણસોમાંના એકે કહ્યું કે “ હવે પગ ઉપાડશો. મેરૂભા ક્યારનો આપણી રાહ જોતો હશે. છતાં આપણું તો ઠેકાણું એ નથી.

રાત થોડી છે અને વેશ ઘણા છે. કેમ ભજવી શકશો!

"હવે લવારો કરતો રહે, હાય હાય શું કરે છે. મનમાં ધિરજ રાખ આજ બેડો પાર છે."

"પાર છે કરતાં કરતાં પાર થઈ ન જાઓ. તમારે લીધે અમારા ઘરબાર વેચાઇ ગયા તો પણ તમારો અને અમારો છુટકો થયો નહિં આ કંઈ છોકરાની રમત માંડી છે? આવી રમત રમતાં રમતાં છ માસ વિતી ગયો તો પણ રમાને હાથ કરી બળતી આંતરડી ઠારી શકયા નહીં. તો પછી આમ ભટકી રઝળી કેટલીક રાતો ગાળી નાખી જીંદગીને અકારી કરશો. તમારૂં બધું શેખશલીમાં ગયું.

"ખરૂં છે મનુભા તમારૂં કહેવું ખરૂં છે. પરઘર લુટતાં ઘર લુટાઇ ગયા પણ રમાનું તો સ્વપ્નુ પણ લાગતું નથી તો પછી ખરી રમા કયા ભવમાં મળવાની છે? રમાને બદલે ધુલના બાચકા ભરો તો છે, રમાની રમત કાંમ ઓર છે. જુઓની અનેકવાર રમાએ આંખમાં ધુલ છાંટી છટકી જવા પામી છે. તો પછી આજે હાથમાં કેમ આવવા પામશે? એ તો ડુબતો જેમ ફીણને પકડવા જાય તેવી તમારી ગતિ છે.

"હવે બહુ થયું. ટાયલું કરવું મુકી દો. તમે બધા આમ વેંડલ જેવા બની રાજીયા લેશો તો થશે કેમ? માથા મુકે તેજ ગોળ ખાશે. સિંહનો શિકાર હમેશાં આવતો નથી પણ કેટલાએક ખોળા ખાધા પછી તે સિંહનો શિકાર શિકારી કરી શકે છે, તો તમ જેવા સિંહો મારી પાસે છે તો રમા સરખી સિંહણ જખ મારે છે જખ આજે રમાનો છેલ્લો પડદો છે. આજે રમાના રંગવિલાસની છેલ્લી ઘડી છે. આજે રમાની સત્તાની છેલ્લી પણ છે તેમાં જરા પણ મીનમેખ થનાર નથી. એમ એનું ભવિષ્ય સુચવે છે. અને તેથીજ એનું ભવિષ્ય

આજ આપણને તેની પાછળ દોરી લઈ જાય છે એ ખચીત માનો. જો આજે મારા માંડેલા છટકામાં રમા ન આવી તો બેલાશક તમે મારૂં સીર છેદી નાખજો. " મુળુએ કહ્યું.

ભા, ભા, આવી કઠીણ પ્રતિજ્ઞા શા માટે લોછો, તમે જાણો છો કે એ રમાએ કેટલાએક ગરાશીયાના ગરાશ લુંટાવી પોતાના ઘરનું તલીયું તાજું કર્યું છે. તે શું રમા તમારા જેવાને દાદ દેશે ? જે રમાએ ક્ષત્રાણીયોને નમાવી પટરાણી બની રણવાસમાં મહાલી રહી છે, અને રાજાને એક મીણના પુતળા સરખો બનાવી કેવી નૃત્ય કરાવી રહી છે. તે રમા શું તમને અને તમારા જેવા બીજાઓને પત કરશે જોઇએ હવે ઉંટડો કઇ તરે બેસે છે. " નુરખાં બોલ્યો.

નુરખાં તારાથી શું અજાણ્યું છે, તુંતો ખાસ રણવાસનો રખેવાલ હતો જે ક્ષત્રાણીને ન કરી શકે તે રમાયે કરી બતાવ્યું છે. નીર્દોષ રાણીના ઉપર કલંક ચોંટાડી તને કેવી રીતે સપડાયો હતો ? તને અને તે નીર્દોષ રાણીને દેશવટો દેવા સારૂ રાજના શુભ ચીંતકોને કાળાગૃહમાં નાંખી તેના ઘરબાર લુંટાવી લઇ તેની જગાએ પોતાના રંગભટ પતીને ગોઠવી તેના હાથમાં રાજતંત્રની દોરી અપાવીને રાજનો તમામ કબજો પોતાના હાથમાં રાખ્યો છે. તે રમા શું મુળુભાના દાંતને અન્ન ભેગાં થવા દેશે ? " વીરભા બોલ્યો.

" ઓ વીરભા, એ મંગલસીંહ રાજા શું ખરી ક્ષત્રાણીને કુખે પાક્યો છે ? તે બ્રાહ્મણના પેટનો છે, પછી એનામાં ક્ષત્રીઓનું તત્વ હોયજ કયાંથી ? તેનો આ રાજમાં ભાવ કોણ પુછતું હતું એ તો એક છઠા ખુણામાં પડી માખીયો મારતો હતો પણ એના નશીબના યોગે સદગુણી વિવેકી પીતા હીમતસીંહને ઝેર દઇ મરાવી નાખી ગાદી પચાવી બેઠા છે અંતે એનું પરિણામ માઠુંજ આવશે એના

કૃત્યના ફળ એને ચાખવાજ પડશે. રાજ્યનો ખજાનો તળીયાઝાટક થઈ ગયો છે, પ્રજા તેના ત્રાસથી ત્રાય ત્રાય થઇ રહી છે અને તમારા ભાયાતો ગીધની પેઠે ડોળા કાઢી રાહ જોઇ બેઠા છે.” નુરખાં બોલ્યો.

“મારી બુદ્ધીની આ છેલ્લી પરિક્ષા છે મારા પરાક્રમની આ છેલ્લી સીમા છે મારા નસીબની આ છેલ્લી ઘડી તો મારા ઉગતા સુખદુઃખનો સુર્ય આ છેલ્લોજ છે, જે માટે હું આજ બાર માસ થયાં બારવટું ખેડું છું તે શા માટે? આટલું બધું દુઃખ સહન કરૂં છું તે શા વાસ્તે? તમને તમારા ઘરબારથી વીખુટા પાડી મારી સાથે ભટકાવું છું તે શા વાસ્તે? આજે આપણે એક કંગાલમાં કંગાલ માણસની સ્થીતી કરતાં ખરાબ સ્થીતીમાં આવ્યા છીએ તેનું પ્રયો-જન શું? શું આટલી બધી ઉઠાવેલી મહેનત અને માથે પહાડ સરખા ઉભા રહેલા શત્રુથી ડરી જઇ શું પાણી ફેરવીશું? નહી નહી મારા મીત્રો જેટલું તમોએ વેઠયું છે તેના કરતાં ચાર ઘણું સુખ તમને પ્રાપ્ત થશે. હું તમારા મનને બળતો થઈ કંટાળી જઇ હાથમાં લીધેલું કામ છોડી દઉં તો મારા જેવો બીજો મુરખો કોણ હોય? મારે એવી રીતે વેર વાળવું છે કે મંગળસીંહની ગાદી વીરભદ્રના હાથમાં જાય તોજ આપણા જશનો ડંકો છે આજે એના પ્રપંચની બાજીની છેલી રાત છે. આજના પ્રભાતના ઉગતા સુર્યના દર્શન કરવા પામશે નહી એવી આજની મારી પ્રતિજ્ઞા છે. આ હાથમાંથી તરવારને નમન કરનાર મારાં સુરવીર સાથીઓના હાથની દેવીઓ અનેકના ભોગો લેશે, કુંચીની નીક ચાલશે, માટે અહો શુરવીર સાથીઓ ચમન બાગની શી દશા થઈ છે તે જોવાને ઉતાવળથી પગ ઉપાડો.” મળજી બોલ્યો.

સુત્રધાર- ચંદ્રશેખર રાજાએ માગીને પાંચ હજાર માણસોની મદદ

લઇને તેની સરદારી પોતાના એક ખાસ મીત્રને સોંપીને મંગલસીંહ અને તેની પુત્રીને ભ્રષ્ટ કરનાર રમાના પતી રંગબહાદુરનો નાશ કરવા આરે રમાને જીવતી પકડી લાવવાને માટે ચમનબાગમાં રવાના કર્યો હતો અને તેને મદદ કરવા માટે તેની પાછળ બીજા બે હજાર માણુસોને રવાના કર્યા હતા અને પ્રથમથી કરી રાખેલા સંકેત મુજબ મુળુભા પોતાની સાથેના સાથીઓને લઇ તેની પાછળ જતો તે સંબંધીની ગોઠવણ મુળુભાયે પોતાના સાથીઓ એક શબ્દ પણ બોલ્યા વગર એકદમ ધસારાબંધ આગળ ચાલવા લાગ્યા થોડેક છેટે જવા પછી રસ્તામાં એક સો ઘોડેસ્વારની એક નાગી ટુકડી સામે આવતી જોઇ મુળુભાના સાથીઓ તાશીરો કરવાને તૈયાર થયા પણ મુળુભાએ તેઓને તેમ કરતા અટકાવી કહ્યું કે “ મારી તલવાર બહાર નીકળ્યા વગર તમારી તરવારને મ્યાનમાંથી બહાર કાઢશો નહી એટલામાં તે ઘોડેસ્વારની ટુકડી આવી ઉભી. અને તેના સરદારે કહ્યું કે,

“ કોણ મુળુભા છે ? ”

“ હા એજ મુળુભા, કેમ હબીબખાન તમારી તરવારો ભુખી છે કે કેમ ? તમારા હાથ સુકા છે કે લીલા છે ? તમારા શરીર પર સેવાથી ભીંજાય છે કે કોરા છે ? ”

“ અમારી તરવારો રૂધીર પીને મદમાતી બની ગઇઓ છે અમારાં વસ્ત્રો રૂધીરથી તરબોળ થઇ ગયાં છે, અમારા હાથનું જોર હજી ઉછળી રહ્યું છે તેથી વધારે તમને શું સમાચાર જોઇએ ?”

“ સાબાશ હબીબખાંન, સાબાશ, તમે ઠીક રંગ રાખ્યો છે. તમે જતી આબર ઠીક બચાવી છે. પણ ચમનબાગનું શું કીધું ?”

“ ચમનબાગને ઉજાડી દીધા. ત્યાં જોયું તો કોઇ આવ્યું નહી.”

“ પછી શું કીધું. ”

" કનકાવતાનો કીલ્લો તોડી રણવાસમાં ગયા, ત્યાં જબરી ચાલી. કંઇકના માથા ઉડી ગયાં. મંગલસીંહ અને રંગભટને નાશી અધરથી છેદી નાંખ્યા છે, રમાને હાથ કરી રણવાસમાંથી જેટલો ખજાનો મલ્યો તેટલો લુંટી લઇ આખો રણવાસ તોપના ગોળાથી ઉરાડી મુકયો છે. "

" વારૂ હબીબખાન તમારી ફોજ અને તમારો સરદાર મેરૂભા કયાં છે ? "

" રમા સહીત ફોજ લઇ મેરૂભા રણને રસ્તે પડયાં છે મને તમને સમાચારથી વાકેફ કરી તરત તમને સાથે લઇ આવવાનો હુકમ કર્યો છે. "

આ વૃત્તાંત સાંભળી મુળુભાના સાથીઓ મુળુભાની આવી ચમત્કારી યુકિત જોઇ મુળુભાપર ફીદા થઇ ગયા. આ પ્રમાણે હર્ષ ગર્જના કરતાં સર્વે મુળુભાની ફોજને મળવા માટે આડે રસ્તે પડયાં.

આ સર્વને જતાં જોઇ ગુણનીધી કાંઇ પણ વિચાર કર્યા વગર એકદમ પોતાને સ્થળે આવી પોતાના ઘોડાપર સાજ માંડી ઘોડાપર સ્વાર થઇ તે બારવટીયાઓની પુંઠ પકડી.

થોડે છેટે ગયા પછી ગુણનિધીના મનમાં કાંઇક વિચાર ઘોરાવા લાગ્યાથી તે બોલ્યો કે "સત્યના તત્વોથી નિર્માલ્ય બનેલી ઓ નિરભાગી દુનિયા તને ધિક્કાર છે. અશુધ્ધ અનિષ્ટ અસત્યતા વરવા કાળા પડછાયામાં ઘેરાએલી ઓ નિષ્ઠુર દુનિયા તને ફીટકાર છે, ઉપરથી જોતાં તારો ડોળ સોલવલાં સોના જેવો લાગે છે. પણ અંદરથી તપાસતા તો સ્પષ્ટ જણાય છે કે કાળા કોલસા જેવો છે. ઉપરથી જોતાં તો તારો આડંબર ત્રિભોવનના સરખો લલચાવનારો છે પણ બારીકાઇથી તપાસતાં તે જણાય છે કે સમશાનમાં બળતી ચેહ જેવો

છે. જ્યાં પગ મુકુ છું ત્યાં પ્રપંચો શિવાય કશું જોવામાં આવતું નથી ને હજી શું શું ચમત્કારો જોવામાં આવશે તે મારાથી કહી શકાતું નથી. આ માહારી મુસાફરીને આ બીજો કાળો રંગ અનુભવવામાં આવ્યો છે. તે જોઇ મને અત્યંત ખેદ ઉત્પન્ન થાય છે. ઓ ભાગ્યહીણુ દોરંગી દુનિયાં તારી આવી નિર્દય વૃત્તી જોઇ તાહારી ઉપરથી શ્રદ્ધા ઉઠી જાય છે. તાહારી આવી કૃતઘ્નિ કૃતિ જોઈ અંતરની ઉમેદ આશા ને મમતા એ પાછી અંતરમાં સમાઈ જાય છે. એ કેવો ચમત્કાર! આ ગહન લીલા કોણુ કળી શકે. છતાં તૃષ્ણાવાયું આકુઅવળું ગમે ત્યાં ખેંચી જાય છે. ગમે ત્યાં ઝોકે છે અથડાવે છે તેનો આવો અનુભવ મળે છે. તોપણુ તૃષ્ણા તૃપ્ત થતી નથી તો પછી આ દુનિયાને શો દોશ દેવા આશા તૃષ્ણા એ માણસનું કલ્પવૃક્ષ છે અને તે કલ્પવૃક્ષ ફળીભુત કરવા મનુષ્યોને ગમે તેવા યત્નો કરે છે પછી તે નિર્મળ થાઓ યા ફળો તે તો કર્માધીન છે. પણુ ઉંડો વીચાર કરી સદવર્તન કરનાર આ દુનિયામાં થોડાકજ મળી આવશે.

જો કનકાવતીના રાજા મંગલસીંહે ગંભીરતાઇથી પોતાનું રાજ્ય ચલાવ્યું હોત તો તેની પ્રજા તેના ઉપર આટલી બધી કોપાયમાન થાત? જો મંગળસીંહે પોતાની સદ્બુદ્ધિનો ઉપયોગ કરી સારા અધિકારીયોના હાથમાં રાજ્યસત્તા આપી હોત તો આજે તેના મસ્તક છેદનનો વખત આવત! એક રાજા થઇ પોતાના ધર્મનુ રહસ્ય ન જાણતાં પોતાના અંગના અને રાજ્યના સ્થંભ તરીકે લેખાતા પ્રધાનની સ્ત્રીના પ્રેમમાં લપટાય તે શું થોડી વીપ્રીતની વાત છે? એ રાજાના કર્યા કર્મનો બદલો જે બારવટીઆએ વાળ્યો છે એજ એને મોટી શીક્ષા છે એજ એની અપકીર્તી છે આવા અનીતીના માર્ગે

અમારા સ્વચ્છંદી બનાવનાર તેના કુટીલ કારભારીઓને જગતની બ-ત્રીશીયે ચડાવી હલકા પાડવા માટે બારવટીયાઓએ જે સાહસ કર્યું છે. તે કાંઇ જેવું તેવું નથી. આમાં ખરો ભેદ શું છે તે જાણવા માટે મેં મારી કાર્ય સીધ્ધીનો ફુલના પોપડામાં દાબી તેની પાછળ પડયો છું."

જેમ જેમ દીવસ ચડતો ગયો તેમ તેમ તાપ સખત પડવા લાગ્યો. સખત તાપથી તપેલી ધરતીમાંથી નીકળતી ઉની વરાળથી અબલખ ઘોડાના મોંમાંથી ફીણના ગોટા નીકળવા લાગ્યા. અને ગુણ-નીધીનું મુખ લાલચોળ થઇ ગયું. પવનના સપાટાથી ઉડતી રજની ગુણનીધીની આંખો ભરાઇ ગઇ. તાપના જોરથી ગુણનીધીને પાણીનો બહુ શોશ પડવાથી તેનો જીવ ગભરાવા લાગ્યો છતાં ધૈર્ય ધરી છેટેથી દ્રષ્ટીગોચર થતો બારવટીયાના જુથને પકડી પાડવાને ઉતાવળથી ઘોડા ઝીંકવા લાગ્યો. ઝીંકતો ઝીંકતો એક ઉંડી ખાઇમાં ઉતર્યો, એટલામાં સામેથી આવતી એક સ્ત્રીને જોઇ પોતાના ઘોડાને ઉભો રાખ્યો અને નીચે ઉતરી લીંબડાના ઝાડની છાંયા તળે બેઠો. એટલામાં તે આવી પોતાના માથાપરનો બોજો નીચે ઉતારી ગુણનીધીની સામે બેઠી. તે જોઇ ગુણનીધી તેણીને કહેવા લાગ્યો કે બેન આ તમારી પાસે શું છે?"

"એતો છાશ અને રોટલા છે."

"વારૂ ત્યારે તે છાશ રોટલાથી મારી ભુખને ભાંગશો?

એમાં શી મોટી વાત છે. લ્યો તમારી ક્ષુધાને મટાડો."

એટલું કહી તે સ્ત્રીએ પોતાનો પોટલો છોડી તેમાંથી છાસનું ભરેલું હાંડલું અને રોટલાનો બાંધેલો પોટલો કાઢી તેના મોં આગળ મુક્યો. પોતાના પેટ પુરતું ખાઇ બાકીનું વધેલું તે સ્ત્રીને આપી બોલ્યો કે "ઓ ભલી બાઇ તેં મારા આત્માને ઠાર્યો છે માટે પરમેશ્વર તને

હારશે. "

" ભાઇ આપ કોણ છો ? અને ક્યાં જાઓ છો ? તે જરા વિદિત કરશો ?

" હું ભટકતો મુસાફર છું અને આ બારવટીયાની પાછળ જાઉં છું. "

" તેની પુંઠે જઇ તમે શું કરશો ? "

" હું બારવટીયાઓને પકડી તેના હાથમાંથી રમાને છોડાવી તેનો ભેદ જાણવા માટે તેઓની પુંઠે જાઉ છું. "

" એના મોટા પ્રબલને તમે કેમ પહોંચી શકશો ? "

" એના મોટા દળને દળી નાખવા જેટલી મારામાં શક્તિ છે અને તે શકિત મને તેની પાછળ લઇ જાય છે. "

" એ તમારૂં અભિમાન કેવળ મિથ્યા છે. "

" હું મિથ્યા અભિમાની નથી, જે કહું છું તેજ કરૂં છું.

આવી હઠ લઈ મમત બાંધી મોતના પંઝામાં જવાને તૈયાર થવું એ તો મુર્ખ માણસનું કામ છે તમે સમજતા નથી કે એક માણસ પાંચ હજાર માણસની શકિતને કેવી રીતે વશ કરી શકશે ? તેનો કાંઇક વિચાર કર્યો છે ?."

" વિચાર કર્યા વગર અહિં સુધી આવ્યો ન હોત. જો માહારામાં એની શકિતનું આકર્ષણ કરનારી શકિત હશે તોજ હુ એની પાછળ જાઉં છું. "

એ બધી તમારી ઉદ્ધતાઇ છે. તે ઉધ્ધતાઈનું પરિણામ બુરૂં આવશે. શું રમા માટે આટલો બધો પ્રયાસ્સ કરવો પડ્યો છે ?"

" રમાના રંગ રૂપ ઉપર મોહીત થઇને આવો પ્રયાસ કર્યો નથી પણ રમા પાસેથી કંઇક ભેદ જાણવા માટે આટલો બધો પ્રયાસ કર્યો છે ? "

" તમારા પ્રયાસથી એ રમાના તમે દેદાર જોઇ શકવાના નથી તો તે પછી ભેદ કેમ જાણી શકશો ? "

" અરે ? એ શું ? પણ અમરાપુરીની જો અપ્સરા આવી હોય તો પણ શું તેની પાસેથી એક ક્ષણવારમાં માહારો હેતુ પાર પાડી શકું એટલી માહારી તિવ્ર શકિત છે. "

" ભાઈ તું ભોળો અને પારકાના હાથે ભરમાયેલો પ્રાંણી છે. નહીંતર કાળના મોઢામાં માથું આપવાને આટલી બધી ઉત્તકંઠા કદી પણ બતાવત નહીં. જો રમાને બારવટીયા લઇ ગયા છે, પણ રમા તેના હાથમાં રહેવાની નથી, તે મચક આપનાર નથી, એ હજારો બારવટીયાઓના માથા મુંડી ચુનો ચોપડી ચાલી જાય એટલી તે શકિત ધરાવે છે. તો પછી તાહરા જેવા ભટકતા મુસાફરો તેની આગળ શી ગણત્રીમાં છે ? "

" તું કોઇ રમાના ગુણથી જાણીતી હો એમ લાગે છે, અને તેથી તું તેની કીર્તી ગાય છે. પણ તેમાં તાહરી મોટી ભુલ છે. કદાચ રમા પોતાની મોહની જાળમાં એકાદ બે બારવટીઓના સરદારોને ફસાવી પોતાનું કાર્ય કાઢે તેમાં કાંઇ નવાઇ જેવું નથી પણ મેં તો એવી અનેક સ્ત્રિઓના છળ કપટોનો પુરતો અનુભવ મેળવ્યો છે. તો પછી માહારે ડરવાનું કશું પ્રયોજન નથી. "

" તમે જેમ કહો છો તેવી રીતે રમા વર્તી પોતાનું કાર્ય કરે તેવી નથી, પણ તેનામાં એક અદભુત શકિત એવી છે કે જેનો પ્રયોગ કરતાં હજારો માણસો તેને વશ થઇ જાય છે. તો પછી તારે આટલી બધિ હઠ લેવી એ ફોગટની છે. "

" વહાલી બેન, એવી અદભુત શકિત એનામાં કયાંથી આવી તે જરા મને જણાવશો ? "

" તે મ્હારાથી કહી શકાય તેમ નથી. "

" તે કહેવામાં તમને શી અડચણ છે. "

" તે કહેતાં જીવન દોરી કપાઇ જાય છે. "

" હું તમારી તુટતી જીવનદોરી અટકાવીશ. "

" એનો તમે મને કાંઇ ચમત્કાર બતાવશો ?

" હા, એક નહિ પણ અનેક. "

" તે શું. "

" હું તમને આ લીંબડાના નીચે મ્હારા હાથે બેસાડું છું અને પછી તમારામાં જેટલી શકિત હોય તે શકિતવડે આ ઝાડ નીચેથી ઉઠી તમારે રસ્તે ચાલ્યા જાઓ.

" વારૂ "

" અજમાવો જોઇએ વારૂ. "

" આ વટેમાર્ગુ સ્ત્રીનાં આવાં વેણ સાંભળતાંજ ગુણનિધીએ તરત સ્ત્રીનો હાથ પકડી તે લીંબડાના ઝાડની પાછળ બેસાડી. અને પોતાની પાસેનો રાક્ષસનો આપેલો બાલ કાઢી તે સ્ત્રીની ત્રણ વાર આસપાસ ફેરવી તેણીએ કહ્યું કે " હું આગળ જઇ ઉભો છું અને તું અહીંથી ઉઠવા માટે તાહારી શકિત અજમાવ " અજમાવ, આટલું કહી ગુણનીધી દેવીનું ખડક હાથમાં લઇ સ્ત્રીની આંખ સામુ તાકી ઉભો.

ગુણનીધીના પ્રયોગથી તે સ્ત્રી સચોટ ઝાડના થડ સાથે ચોટી ગઈ. છતાં જાણે તેની કાંઈપણ અસર તેણીને થઇ ન હોય એવી રીતે મો મલકાવીને તેણે ખડખડ હસી પડીને કહ્યું કે, " ઓ ભટકતા મુસાફર, એમાં તે શી નવાઇ કીધી. એવા પ્રયોગ તો મારા પગને તળીયે બાંધેલા છે. જો હવે, તારી છાતીને મજબુત રાખી

મારા પ્રયોગનો અનુભવ મેળવ. એટલું કહેતાંને વાર તે સ્ત્રીએ પોતાના જાદુના પ્રયોગવડે તે લીંબડાના ઝાડને એકદમ પાતાલમાં પછાડી દઇ- તે સ્થલ ઉપર એક સુંદર મન મોહક બાગ બનાવ્યો. અને અચંબામાં ગરકાવ કરી નાંખે એવી એક નવયોવન નારી ઉત્પન્ન કરી તે નૃત્ય કરતી કરતી મધુર સ્વરે લલકારી કેઃ—

" ધન્ય ધન્ય આજની ઘડી, ધન્ય મારો અવતાર,
ગાંધર્વ સરખો મળ્યો મને ચતુર ભરથાર. "

આમ ટહુકો કરતી હાવભાવ બતાવતી જરા આગળ ચાલી કોમળ કંઠમાંથી પાછો રાગ ખેંચ્યો.

" અલબેલા ઓરા આવોની મમશીર તાજ,
મોતીડે વધાવું; લાડ લડાવું મન મનાવું આજ. "

આટલું બોલી પાછી ઝાંઝરનો રણકારો બોલાવતી ગુણનીધી આગળ જઇ બોલી કે, અહો વીલાસી, મનોહર મૂર્તિ આપ કયારના અહીં આવી ઉભા છો તેથી આપને પગે પાણીના રેલા ઉતર્યાં હશે. માટે જરા વિશ્રામ લેવાને માટે આ બાગમાં પધારવા કૃપા કરશો. "

આ માયાવી સ્ત્રીનું આવું અલૌકિક સ્વરૂપ જોઇ અને તેણીના મુખમાંથી ઝરી રહેલાં અમૃત સમાન વેણો સાંભળી ગુણનીધીની શુદ્ધ બુદ્ધ ઠેકાણે ન રહેતાં તે વીવ્હલ બની નીચે પ્રમાણે ગાવા લાગ્યો.

" શશીવદની મૃગ લોચના ગજગામની કહાવે.
નેણ નચાવી મોહબાણ લગાવી કામદેવ જગાવે. "

આ બે લીટી ગાતાંજ ગુણનીધીએ દેવીના ખડકને પાછું પોતાના કમ્મરમાં ખોસી દઇ બેભાન બની પ્રેમરસમાં તલ્લીન થઇ તે સ્ત્રીના સ્વરૂપનું વર્ણન કરવા લાગ્યો.

" કામની તે કમલનો વૃંદ મુખ જાણે પુનમનો ચંદ્ર
અંબુજદલ આકારે નેણ, અમૃત જેવા બોલે વેણ.

પોયણુ પાન સરીખા પાય. કારણુ કામ સરીખી કાય
લાયકાતમાં લક્ષણુ ઘણાં, જે કહીયે તે સોહામણા
રામા રૂપતણો ભંડાર નવ દીઠી એવી કોઇ નાર.

આહા ? કેવી રસિક રંભા છે, આવી રંભા મેં સ્વપ્નમાં પણ જોઈ નથી. અહો ઇશ્વર તાહરી ગતિ ગહન છે. તેં શું તે માહરા માટે તો મોકલી નથી ? ખરેખર એમજ છે. જો મહારા માટે નહિ હોત તો આ એકાન્ત વનમાં માહરો એની સાથે એકાએક ભેટો કેમ થવા પામત શું ! કિસ્મતની ખુબી છે. જે રત્ન મને મળવાની આ જીદંગીમાં આશા નહોતી, જેના દર્શન થવાનાં દુર્લભ હતા જેણીના કમલ સરખાં હસ્ત મેળવવાના ફાંફા હતા, એવા સર્વાંગ રૂપવાળી સુન્દરી પ્રાપ્ત થઇ છે ધન્ય ભાગ્યદેવી, ધન્ય, આ સમે તેણીનું જેટલું વર્ણન કરૂં એટલું માહારી શક્તિની બહાર છે તોપણુ

"કેવી ઉભી છે કામની, તેવી નહિ ભુતલ ભામની.
ચંદ્રવદની ભ્રકુટી શુભ વાંક, સિંહાકારો કટીનો વાંક
હંસાગમની ગજગામની, સરદચંદ્ર શોભે જામની.
જેવી પુષ્પ લતાની વેલ, જેવી વાડીમાંની કેળ,
જેવી ચંપા કેવી કળી જેવી વીજલી ઝબકે ભલી,
જેવી રત્નાકર કુંવરી જેવી શોભે સુદ સુંદરી."

એ મનોમોહક મૂર્તિ, શશિવદની, આવ આલિંગન આપી, ઓ મનહર રસીલી રંભા, અધરામૃતનું પાન કરાવ, ઓ રતિરંભા તારા કોમળકર મારા કંઠમાં આરોપી માહરા ઉછરંગ ઉપર આવી બેસ, ઓ મધુરમાલતી તારા કોમળ કરથી આ પુષ્પો વિણી તેનો એક પુષ્પ ગુચ્છ બનેલી મને આરોપ. ઓ લલિત લલના તારા કોકિલ કંઠમાંથી

જરા વિનોદ વાણીનો વરસાદ વરસાવી મને તરબોળ કરતો ખરી. ઓ સુશિલ મુગ્ધા તારી કાળી નેણો તો આમ તેમ આડી અવળી ખુબ દોડી રહી છે, પણ તારી જીવ્હા કેમ ચાલતી અટકી ગઈ છે. શું તું મને જોઈ શરમાય છે ? પ્રિયા પ્રિયા પ્રેમનો પ્યાલો પાઇ તારા પ્રેમનો પ્રેમી બનાવવો હોય તો જરા તો બોલ જરા તો તારા પગ ઉપાડ, આમ કયાં સુધી તું અબોલ રહી મારા મનને મુંઝવીશ જો તું તારા સ્વરૂપનું દર્શન કરાવી પરમ સુખનો લાહવો લેવરાવવાની ઇચ્છાએ આવી છું તો પછી આવી રીતે મૌન્ય ધારણ કરી શા માટે ઉભી રહી છો. વહાલી જરા તો હસ. જરા તો તારૂં મુખ મલકાવ હવે મારૂં મન વધારે વાર મ્હારા હાથમાં રહિ શકે તેમ નથી. મારો જીવ બહુ કલપાય છે. શું તને આમ કરવું ઘટીત છે ? જો કાંઇ માહારાથી તહારો અપરાધ થયો હોય તો ક્ષમા કર, પણ મને આમ તલપાવ માં" આ પ્રમાણે માયામાં લુબ્ધ બનેલો ગુણનીધી પોતાની શક્તિનો ત્યાગ કરી મર્યાદા લોપી તે માયાવી સ્વરૂપ ધારણ કરી આવેલી સ્રીને સ્વર્ગની સુંદરી સમાન ગણીને તેણીને જેવો બાથ ભીડવા જાય છે, તેવીજ તે સ્રી પાતાલમાં પેશી જાય છે, અને ગુણનિધી ચટાપાટ થઇ ભુમીપર ઢળી પડે છે.

આ પ્રમાણે ભુમીપર પડેલા બેભાન ગુણનિધીની છાતી ઉપર પેલી સ્રી આવી ચડી બેઠી અને પોતાના હાથમાંનું ખંજર કાઢી બોલી કે, " મુઢ જાગૃત થા, તારી શક્તિ કયાં ગઇ. તારો પ્રયોગ કળા ગુમ થઇ ગયો તારી જાદુઇ વિદ્યા કયાં અલોપ થઇ ગઇ, કેમ રમાને વશ થવું છે બોલ તારો શો વિચાર છે. નહિ તો આ ખંજર વડે તારી છાતી ફાડી નાંખીશ.

આવી દશામાં પડેલા ગુણનિધિએ આસ્તે આસ્તે પોતાની

આંખ ઉઘાડી જોયું તો તેનો કાળ સમાન શત્રુ તેનો જીવ લેવાને તેની છાતી ઉપર ચડી બેઠો છે, તેથી તે જરા શરમાઈ ગયો અને તેના મોંઢાપરની ખીલી રહેલી ગુલાબના જેવી લાલી રૂના જેવી સફેદ થઇ ગઇ. અને તેનું શરીર પ્રશેવાથી ભીંજાઇ ગયું, તેના હાથ બહુ નબળા પડી ગયા, અને તેને બોલવામાં પણ કશુંએ ભાન રહ્યું નહિ. તો પણ અથડાતી જીભે તે સ્ત્રીને કહ્યું કે. " એ દગલબાજ સ્ત્રી તેં મને આવી રીતે ફાંસામાં ફસાવીને તારા પ્રપંચ રૂપી સાણસામાં સપડાવ્યો છે. તેમાં તું શું તારી મોટી માણસાઈ રીત સમજે છે તેમાં શું તું કીર્તિ ગણે છે. એમ ઠગવાથી કદીપણ હું વશ થનાર નથી આ તારૂં ખંજર જોઇ હું કદી પણ અરે રાટીને શબ્દ ઉચ્ચારી તારે શરણે આવનાર નથી, હજી હું તને કહું છું કે કારા ઘરને મલવું હોય, તારા મનની આશા પુર્ણ કરવી હોય, તો તું તરત આ તારા પાપી હાથને ઉઠાવી લઇ મારી છાતી ઉપરથી ઉતરી જા. તું જેવી હત્યારી છું. નિર્દય છું. તેવો હું નથી. મેં તારૂ લુણ ખાધું છે. તે મારાથી હરામ થઇ શકતું નથી, નહિ તો તને કયારની જમદ્વારે પહોંચાડી દીધી હોત. તારા જેવું માહારૂ અંતઃકરણ પાશાણ જેવું નથી, પણ કોમલ છે, નહિ તો આ તારા ખંજરવડે તારી છાતી ચિરી નાખી હત, જા તું સ્ત્રી છું તેથી તને મારવામાં હું પાપ સમજું છું. પણ જો તારે ઠેકાણે કોઈ પુરૂષ હત તો મારા હાથનો સ્વાદ તેને ચખાડત. બોલ તારા પાપી કઠોર અંતઃકરણમાં આ મારી વાત ઉતરે છે તેનો તને કાંઇ વિચાર થાય છે; આવી તારી મુરખાઇ જોઈ મને બહુ હસવું આવે છે. "

"હવે લવારો બંધ કર, તારૂં જોર તારી પાસે રાખ અને આવી રીતે સમજાવવામાં; હું તારા પ્રાણની તરશી છું. મહારી તરસ

મટાડવા માટેજ હું તારી પુંઠે પડી છું તું ગમે તેવો પરાક્રમી કાં નહો. તો પણ હું ડરવાની નથી. લે હવે તારા પરમેશ્વરને શરણે જવાને તૈયાર થા એટલું કહી તે સ્ત્રીએ પોતાના પાપી હાથમાંના ખંજરને તેની છાતીમાં બહુ જોરથી માર્યું પણ ગુણનિધીને કોઇ પણ જાતની અસર ન કરતાં તે ખંજરના ટુકડે ટુકડા થઇ ગયા આવો અદ્દભુત ચમત્કાર જોઇ તે સ્ત્રી લજિત બની નીચું મોઢું કરી ભોંય ખોતરવા લાગી, આ જોઇ ગુણનિધીએ તરત સિંહની પેઠે છલંગ મારી તે સ્ત્રીને પોતાની છાતી ઉપરથી નીચે ફેંકી દઇ ઉભો થયો. અને તેણીનો ચોટલો પકડી કહ્યું કે. એ દુષ્ટા હવે તું જ્યાં સુધી તારા અંતરનો પડદો ખુલ્લો મને જણાવીશ નહિ ત્યાં સુધી હું તને છોડનાર નથી, તું દયાપાત્ર નથી. તાહારૂં મસ્તક છેદી આ લીં-મડાની ઝાડની નીચે બાંધ્યું હોય તોપણ મને પાપ લાગનાર નથી, છતાં તાહારી ઉપર દયા લાવીને તુને રહેવા દઉં છું પણ તું અહિં સુધી આવી ને માહારી સાથે જે બાજી રમી છું. તેનું ખરૂં કારણ જણાવીશ નહિ ત્યાં સુધી તને હું છોડનાર નથી."

"જોઇએ તો મારૂં આ શીર છેદી નાંખ, જોઇએ તો મારા શરીરના ટુકડે ટુકડા કરી નાંખ પણ મારા અંતરમાની વાત તો તને હરગીજ કહેનાર નથી."

"જો તું ખરેખરી વાત કહીશ , અને તે વાત જો મને નુકશાન કરતા હશે છતાં પણ હું તને કોઇ પણ રીતે નુકશાન કરતા નીવડીશ નહી. માટે ડાહીલી થઇને કહી દેને, શા માટે ફોગટનો હઠ લઇ બેઠી છે. હવે તારૂં કાંઇ વળનાર નથી. તારૂં તત્વ નષ્ટ થયું છે, તારૂં પરાક્રમ હરાઇ ગયું છે. તારા કપટનો પડદો ફાટી ચુરેચુરા થઇ ગયો છે, તારી બાજી ઉંધી વળી ગઇ છે, માટે ચરિત્રો કરવા મુકી દે, મીથ્યાં મમતા તજી દે, તાબે થા, અપરાધની ક્ષમા માંગ, નહીં

તો તારી બુરી દશા થશે. તારા અકલીત કલાથી, તારા ચમત્કારીક જાદુઇ પ્રયોગથી, હું હવે ડરવાનો નથી, તે તારી સર્વ શક્તિનો નાશ કરી શકે એટલી મારામાં અથાગ શક્તિનો અખુટ ભંડાળ ભર્યો છે, માટે વિચારીને વર્તજે. પગની પાની સામું જોઇ નીચ કાર્ય કરવાને ઉન્મત બનીશ તો તારા સુખ દુઃખનો અંત આવ્યો એમ માનજે."

"બસ હવે મને છોડ, મારી પછવાડે પડી મારી શક્તિને અજમાવજે મને આમ કષ્ટ આપવાથી અથવા બીક બતાવવાથી કંઇ હું તારે શરણે આવું એવી તું કલ્પના પણ કરતો નહીં. લે હવે હું જાઉં છું. તારા અખુટ ભંડારમાં જેટલી શક્તિ ભરી હોય તે શક્તિ વડે મારો ચોટલો પકડી રાખજે. જો ભુલીશમાં નહિ તો પાછળથી પસ્તાઇશ. તાહારી વિદ્યાનો તને ખેદ થશે માટે સાવચેતીથી મારા ચોટલાને પકડી રાખજે. જો હાથમાંથી છટકી ન જાય. એટલું કહી તે સ્ત્રી ત્રણવાર ફુદડી ફરી ગુણનિધીને એવો એક તમાચો જોરથી માર્યો કે જે વાગતાંજ ગુણનિધીના હાથમાંથી તે સ્ત્રીનો ચોટલો છુટી ગયો. કે તરત તે સ્ત્રી બોલી કે, "મારી અદ્દભુત વિદ્યાનો ચમત્કાર જોવો હોય તો જ્યાં રમા બારવટીયા સાથે ગઈ છે ત્યાં આવજે એટલે તને ત્યાં બતાવીશ મારા અંતરની વાતનો પડદો ખુલશે તે તું જોઇશ. લે હવે હું જાઉં છું. તારામાં પરીબલ હોય તો તું મને પકડજે એટલું કહી તે એકદમ અદ્દશ્ય થઇ ગઇ.

આ સ્ત્રીનો આવો અલોકીક ચમત્કાર જોઇ ગુણનિધી બહુ વિસ્મય પામી બોલ્યો કે. "જેવી સ્ત્રી પાસે વિદ્યા છે તેવી વિદ્યા મારી પાસે નથી. તેથી તે સ્ત્રી મને ઠગી ચાલી ગઇ છે. આવા અદ્દભુત કૌતકવાલી સ્ત્રીના ચરિત્રથી ખચિત્ત રમા અને બારવટીયાને વશ કરતાં બહુ મુશ્કીબત ઉઠાવવી પડશે. હા, ખચિત્ત, આ કાર્ય જીવ

સેણુ છે, થવું અસંભવિત છે, કેમ કરવું એ કાર્ય શી રીતે ફળીભુત કરવું તેનો ઉપાય શો સોધવો કાંઇ સુજતું નથી. કદાચ જો માહારી શક્તિની હદ ઉપરાંત હું કરવા જાઇશ પણ તે સ્ત્રી મને ફાવવા દેનાર નથી તેણીમાં અથાગ જાદુ શકિત છે, તે શકિત શીખવનાર પણ તેની સાથે હોવો જોઇએ, ઠીક બને તે ખરૂં પાછી પાની તો ભરવી નહીં, થવાનું હશે તે થશે આ રાક્ષસના બાલ મારી પાશે છે તે મારા પ્રાણની રક્ષા શીવાય બીજું કાંઈ કરી શક્તા નથી, તેનું કારણ શું હશે તે કાંઇ કળી શકાતું નથી ખચિત્ત આ બાલમાં કંઇ પણ ગુણ હોવા તો જોઇએ. માટે આ બાલમાં શું શું ગુણો છે તે અ-જમાવી જોવાનો આ સારો સમય છે. " એટલું કહી તે રાક્ષસના બાલ પોતાની કમરમાંથી બહાર કાઢી તે બાલના છ ભાગ પાડયા, એક ભાગને ઝાડ સાથે બાંધી દઇ તે બોલ્યો કે, ઝાડ તું બળી ભસ્મ થઇ જા." એટલું બોલતાં તે ઝાડ બળી ભસ્મ થઈ ગયું બીજો ભાગ સળગાવીને કહ્યું કે, " એ રાક્ષસ જ્યાં તું હોય ત્યાંથી તું તરત આવ, નહી તો આ તારા દીધેલા બાલને બાળી ખાખ કરી નાખું છું. " એટલું કહી તે બાલને સળગાવવા જાય છે કે તરત તે રાક્ષસ દોડતો દોડતો ગુણનિધીની આગળ આવી ઉભો અને કહ્યું કે "કેમ શી મુશીબતમાં આવી પડયો છે. કયા શતરૂએ તને ઘેર્યો છે, બોલ શી આજ્ઞા છે. "

એક જાદુગર સ્ત્રીએ મારી મનકામનામાં ભંગ નાખી મને પાણીથી પાતલો બનાવી શરમાવી, બાવરો બનાવી ભમાવી કપટજા-ળમાં સપડાવી આ વગડામાં રખડાવી, અલોપ થઇ ગઇ છે તેણીના ભયમાંથી છુટી તેણીને વશ કરવા અર્થે તારૂં સ્મરણ કર્યું છે. " તું શા માટે ગભરાય છે, તને જીતી વશ કરી લેઉં તેવા કોઇ પણ

સમર્થ જાદુગર આ જગતમાં નથી. તારી પાસે જે અમુલ્ય વસ્તુ છે તેવી અમુલ્ય વસ્તુ આ જગતના કાળા માથાના માનવી પાસે પણ નથી. તેં તારી પાસેની વસ્તુનો બરાબર અનુભવ મેળવ્યો નથી તેથી તું ગભરાઇ ગયો છે. પણ જેવી રીતે જો વસ્તુનો ઉપયોગ કર્યો હોત તો તે સ્ત્રી જરૂર તને વશ થયા વગર રહેત નહી. હોય માણસ ભુલે છે તેમાં નવાઇ શી. બોલ તે સ્ત્રી કયાં ગઇ છે. તારે ક્યાં જવું છે, અને શું કરવું છે.

" તે સ્ત્રી અલોપ થઈ ગઇ છે. અલોપ થતી વખતે તે કહી ગઇ છે કે હું તને મળીશ, તે અહીંથી થોડે છેટે પડાવ કરી રહેલા બારવટીઆઓ પાસે ગયેલી હોવી જોઈએ, મારે પણ ત્યાં જવું છે અને તે બારવટીયાઓને વશ કરવા છે. "

" ચાલ હું તારી પાછળ આવું. " આટલું કહી તે રાક્ષસ અદ્રશ્ય થઇ ગયો. ગુણનિધી પોતાના ઘોડાપર સ્વાર થઇ રસ્તે પડયો. અહીંથી ત્રણ કોશની ઉપર આવેલા હરસદ માતાના મંદીરની પાસે પડાવ નાખી રહેલા બારવટીયાઓની પાસે આ જાદુગરણી સ્ત્રી સોદાગરનો વેશ લઇને ગઇ અને તેઓને કહ્યું તમે બેઠા છો શું હથીયાર સજી તૈયાર થાઓ. કનકાવતીનો સેનાધીપતી તમારી ઉપર ચડી આવે છે, માટે ચેતવું હોય તો ચેતો " એટલું કહી તે સોદાગર સ્ત્રી પાછી ચાલી ગઇ. સોદાગર સ્ત્રીના વચન સાંભળી તે બારવટીયાઓ હથીયાર સજી કનકાવતીના સેનાધિપતીની રાહ જોતા ઉભા.

એટલામાં ગુણનિધી પોતાનો ઘોડો દોડાવતો હરસદ માતાના મંદીરના નજીક આવી પહોંચ્યો. તે બારવટીયાઓ એકદમ ગુણનીધીને ઘેરી લેવાને દોડયા.

તીડની પેઠે ધસી આવતા જોઇ ગુણનિધીએ તરત પોતાના ઘોડાને અટકાવી બોલ્યો કે, “ અહો શુરવીરો આમ હથીયાર સમેત શા માટે મારી સામે ધસી આવો છો હું કાંઇ તમારો દુશ્મન નથી. ”

**મુરૂભા**—“ દોસ્ત કે દુશ્મનની અમને પરવા નથી. માટે તારે તારા જીવની રક્ષા કરવી હોય તો ચાલ્યો જા. નહીં તો આ વખ-તેજ તારૂ લોહી રેડાશે. ”

**ગુણનિધી**—ભાઈ બોલનો તોલ તો કર. પછી આમ લવશે. લોહી રેડવા કે રેડાવવા આવ્યો હોત તો એક શબ્દ પણ તને કહેવા ઉભો ન રહેત હું તો તમને સહાય થવા આવ્યો છું.

**મુરૂભા**—આ તરશી તરવારોને બીજાની શહાયતાની કશી જરૂર નથી માટે પાછો ફર, હઠ ન કર નહિતો જીવથી જઇશ.

**ગુણનીધી**—સારાસારનો વિચાર કરવાની તમારામાં શકિત હોય એવું કશુંએ લાગતું નથી. નહિં તો આવી રીતે તુંડાઇનો જવાબ કદીપણ આપત નહીં. આ કેટલી મુર્ખતા ? શું આ ક્ષત્રીની રીત ? શું આ ક્ષત્રીઓનું લક્ષણ ? શું આ ખરા ગરાશીઆઓનું ભુષણ ? આ તો ક્ષત્રીઓને કલંક લગાડનારૂં કહેવાય ? શું એક માણુસ હજાર તરવારોને કેમ વશ કરી શકશે ? એનો તમે કંઇ વિચાર કરતાં નથી. હું તમારી સાથે કોઇપણ જાતનો કપટભાવ રાખવા માગતો નથી. પણ તમારી સાથે મારા સ્વચ્છ અંતઃકરણથી ખરી વાત કરવાની ઇચ્છા રાખું છું. કેમ ગળે ઉતરે છે ?

**મુરૂભા**—એમ તે કેમ ગળે ઉતરશે ? શું તારામાંજ ડહાપણનો દરિયો ભર્યો છે. અને બીજા તો બધા મુર્ખજ હશે નહિ વારૂ ? જા. જા. બીજાને આવી અટપટી રમત બતાવજે. નહિ તો તારૂં ડહાપણ ધોવાઇ જશે. અહીંયા પોલું નથી પણ નક્કુર છે.

**ગુણનિધી**—અલ્યા આટલો બધો ગર્વ કરી શા માટે બોલી રહ્યો છે. આ કાંઈ રણસંગ્રામનું સ્થળ નથી પણ પતિતને પાવન કરનાર માતાનું સ્થળ છે. તેનું જરા તો ભાન રાખ. આવી આડી અવળી લવારી કરતો ક્યાંથી શીખ્યો છે, હુ તારા સાથે મારો હાથ મેળવવા આવ્યો નથી કે નથી આવ્યો તારી રમાનું હરણ કરવા પણ તમારા શુભેચ્છક તરીકે આવ્યો તારી રમાનું હરણ કરવા પણ તમારા શુભેચ્છક તરીકે આવ્યો છું. તેનું તમે આવી રીતે અપમાન કરો છો તેથી તું શરમાતો નથી.

**મુરૂભા**—હા. હવે તારી બધી મતલબ જાણી લીધી તું કોઇ રમાનો આશક છે, તેથી તે તારી માશુકને મલવા માટે આટલો બધો પ્રપંચ રચ્યો છે. નહી વારૂ ! વાહરે ભોલી પણ તારા તે પ્રપંચમાં તને હરગીજ ફાવવા દેનાર નથી. રમા માટે હજારોનો ભોગ આપ્યો છે તે રમા માટે દેશવટો દીધો છે. તે રમા માટે ઘરબારનો ત્યાગ કર્યો છે. તે રમાના દીદાર તને સ્વપ્નમાં પણ જોવાને નહીં મળે, માટે તારા જીવની તને પરવા હોય તો એક શબ્દનો ઉચ્ચાર કર્યા વગર ચાલ્યો જા, નહી તો મંગળસિંહ જેવી તારી દશા થશે.

**ગુણનિધી**—શું તું મને મંગળસિંહ જેવો બાયલો ધારે છે શું તું મને રમા જેવી કુલટાનો આશક ધારે છે શું મને એક દૈવત વગરના તુચ્છ માણસ જેવો ધારે છે બહાદુરી બતાવી મંગળસિંહને માર્યો નથી, પણ દગાથી માર્યો છે, તેમાં આટલો બધો ફુલી કેમ જાય છે. હું આ તારા સંગાથીઓની તરવારો જોઈ મારી જનેતાની કુખને લિણું લગાડી પલાયન કરી જઉ એવો નથી. પણ તમારા હજારોના માથા રંગી નાખું તેવો છું. તમારી આંખમાં ધુળ છાંટી એ કુલટા રમાનો હાથ આજ ભટકતો મુસાફર પકડશે હરામો બોલો શી ઇચ્છા છે."

"આ તલવાર તેનો તને જવાબ આપશે.

"ત્યારે જોયે છે ઉદ્ધત, કર તારી તરવારના ઘા. જોજે મોતીનું પાણી ઉતરી જાય નહિં. જોજે તારા અને આ તારા સાથીઓના માથા દડારૂપે અહિં ઉછળે નહિ. હું તમને કદી મુકનાર નથી. તમારા લોહીથી આ પવિત્ર ભુમીને અપવિત્ર કરવી પડશે તો પણ તેનું પાપ મને લાગનાર નથી તમે શીક્ષાને પાત્ર છો તેથી તમને શીક્ષા કરવાની ઘણી જરૂર છે. જ્યાં સુધી તમારો મદ ઉતરનાર નથી. ત્યાં સુધી તમારા અંતરમાં પેઠેલું પાપ સાફ થનાર નથી. તમે આ દુનિયામાં ભારરૂપ છો તે ભાર ઓછો કરવાને માટેજ આ સાક્ષાત જોગણીએ મને અહી સુધી આણ્યો છે. ટગર ટગર જુઓ શું અજમાવો તમારા બળને."

ગુણનીધિના આવા કઠોર શબ્દ સાંભળતાંજ તે હજારો બારવટીયાઓ એકદમ ગુણનીધિના ઉપર તુટી પડયા.

વીજલીના ચમકારાની પેઠે ચમકી રહેલી હજારો તરવારોની વચ્ચે ગુણનીધિ ખુબ ઘુમવા લાગ્યો. ઘુમતાં પોતાની પાસેની દેવતાઇ ગોફણની ગોળીઓના જબરા પ્રહાર વડે બહારવટીયાઓના માથાના ફુંદેફુંદા કરી નાખ્યા તેથી તેઓ મરણતોલ થઇ ધરણીપર ઢલી પડયા.

આ સમે રાક્ષસે ગુણનિધીના શરીરમાં પ્રવેશ કર્યો તેથી ગુણનીધીનું સ્વરૂપ બદલાઇ ગયું. તે વિકાળ કાળ સરખો બની દુશ્મનોને પકડી ચોતરફ ફેંકવા લાગ્યો અને તેઓના હથીયારો લઇ ટુકડે ટુકડા કરી, તેમની પાસે જે કાંઈ હતું તે સર્વસ્વ લુંટી લીધુ. આ ત્રાસદાયક બનાવ જોઇ રમા રથમાંથી નીચે ઉતરી ભતભીત બની, કંપવા લાગી. આ શો ચમત્કાર, પલમાં હજારોનો નાશ, રૂધીરની રેલ, લાખોની પાખને તોડનાર સુરાઓને ધુળમાં રોળનાર આ એક

બળવાન પરાક્રમી પ્રચંડ કોણ હશે ? એવા મહાવીર આખી કનકાવટી નગરીમાં નથી તો આ ક્યાંથી આવ્યો ? એને કોણે મોકલ્યો હશે ? એને આમ કરવાનું કારણ શું ? મારા પ્રેમી પ્યારા હૈયાના હાર કલાધારે આને શોધી મારી પાછળ મારૂ રક્ષણ કરવા અર્થે મોકલ્યો તો નહી હોય ? ના, એમ બને કેમ ? શું કલાધરની શક્તિ કંઇ ઓછી છે. તે કોઇનાથી લેવાયો જાય એમ છે ક્યાં ? આમાં કંઇક ભેદ છે. આમાં કંઇ મોટો પ્રપંચ છે. આ છલકપટની કાંઇ ખબર પડતી નથી, શું તે મારાપર મોહીત પડી મારૂં હરણ કરવાને નહી આવ્યો હોય ? આમજ હોવું જાઇએ એટલાજ માટે આને આ લોકોનો નાશ કર્યો છે નસિબ મારે વાસ્તે આખી નગરીની આંખે ચઢેલા મંગળસિંહે પણ પ્રાણ ખોયો. જેને વાસ્તે આ જીવન જોબનની પરવા રાખી નહોતી, જેને વાસ્તે સગા સહોદર નાતજાત અને આ આલમનાં દુશ્મન બની હતી. તે તો મને સદાને માટે રઝળતી રખડતી મુકી ગયો. જો જીવતો હત તો જરૂર મારી વાહરે ચઢતે, દુશ્મનોની ખબર લેતે, પણ તે તો નીરાધાર મુકી ગયો. હવે મારી શી ગતી થશે- હવે મારી આસનાવાસના કોણ કરશે ? હવે મને હુથેલીમાં કોણ થુંકાવશે ? હવે મને ખોળામાં બેસાડી કોણ રમાડશે હાય નસીબ ફુટી ગયું. પાપ ચોમેરથી ફરી વળ્યું એકના હાથમાંથી છુટી તો બીજાના હાથમાં જઇશ. તે શું કરશે. લાડથી બોલાવી મને ચહાશે કે ક્રોધથી બોલી આંટડી કકડાવશે. થશે શું ? કાંઇ સુઝતું નથી. આ બધું મારે માટે થયું છે. મારા સ્વાર્થને માટે આવા દુખઃણ દુશ્મનોને ઉભા કીધા છે તેમાં બીજાનો શો દોષ દેવો મેં મારા ક્ષણીક સુખને માટે અનેક ભોગ લીધા છે. તેનો બદલો આવી રીતે ના પડે એમાં નવાઈ શી ? 'કુર બાને કને ! વાવે તેવા લણે' એ

શું ખોટું છે. મેં કોની સાથે ધાડો સ્નેહ રાખ્યો હતો. મેં કોની આશાઓ પુર્ણ કરી હતી, મેં કોને રીઝવ્યા હતા, મેં કોને સુખ આપી પ્રસન્ન કર્યા હતા. તે આજે મારી દયા ખાઇ મારી વારે ધાએ, સાણસામાંથી છોડાવે. એ સખી તું સર્વ જાણતી હતી. છતાં આ સંકટના સમયમાં મને મદદ કરવાને આવી નહીં, તારા વેણુ પાણીમાં ગયાં એ વચની થઇ, બસ, પ્રીતિ છોડી આમ નિર્દય થઇ મને દુશ્મનના હાથમાં જવા દઇશ, તારી શકિતને નહી અજમાવે બસ સુખ હતું ત્યાં સુધીજ સુખમાં ભાગ લેવા આવતી હતી. દુઃખની ભાગીયણ ન થઇ, અરે નમેરી બની મને બીજાને હાથે મરાવી દુશ્મનોને હસાવવામાં તું રાજી છે. ઠીક તને સારૂં લાગે તેમ કરજે. ઓ કલાધર તારી ઉપર મેં જે આશાની ઇમારત બાંધી હતી તે પણ ત્રુટી નષ્ટ થઇ છે, મારા રસરંલની રેલમાં નવરાવી તને રીઝાવ્યો હતો તે શું હાવી દુઃખની ઘડી માટે અરે સૌ કરતાં સરસા તને ચાહતી, સીર સમાન ગણતી હતી, તારી મનકામના પુર્ણ કરતી હતી અને પ્રેમના પ્યાલા ભરી ભરી તને પાતી હતી તે શું આ દોહલા દુખ જોવાને માટે, બસ ખોટા પ્રેમનો ભુખ્યો હતો, બસ લાલ લોહીનો તરસ્યો હતો. ઘરના ધણીને ટપલા મારતી. અને તેને મારા શરીર રૂપી નાવનો નાયક બનાવી પ્રેમરસ ચખાડતી હતી તેનું આ પરિણામ તું કેવો ઘાતકી છે. સંગ હતો ત્યાંજ સુધી સ્નેહ હતો આ કેવો ખોટો પ્યાર, બસ જા તને પણ ધિક્કાર છે. જાદુગર દગાખોરજ હોય છે. ઠીક બનનાર હશે તે બનશે. માથે આવી ભોગવવી જોઇએ. હવે કેવો રંગ જામે છે, મારી શક્તિની આ છેલ્લી પરીક્ષા છે. એ પુરૂષ છે. હું સ્ત્રી છું. કોણ જીતે છે. ને કોણ હારે છે. એ જરૂર મારી પાશે આવશે, મને બોલાવશે અને શું કહે છે. પાછી બધી વાત આડી

અવળી આંખ દોડાવવા લાગી બહુ તીક્ષ્ણ નજરથી ગુણનીધીના સ્વરૂપને નિરખવા લાગી, નિરખતાં નિરખતાં તે પાછી ભયભીત બની રથ ઉપર હાથ પછાડવા લાગી. અને દીંગમુઢ બની બોલી કે. " આ કોઇ જેવો તેવો પુરૂષ નથી એની આંખો જોતાં હું બળા મરૂં છું, મારૂ કાળજુ ફાટી જાય છે, હાય પતી પણ મરાયો સંપતી પણ ગઈ હાથના કર્યા હૈયે વાગ્યા, અરર એનું વિક્રાળ સ્વરૂપ જોતાં મારા હાડ ગાત્ર ગળી જાય છે આ મહા સમર્થ આગળ કલાધર કુછ બીછાતમાં નથી આ કોઇ માણસ નથી પણ દેવતાઇ પુરૂષ છે જો તેમ ન હોત તો તે આ હજારો બળવાનોને તે એક સપાટામાં ભુમી-પર આળોટતા કરત નહીં, તે ખરો વીર છે, તે ખરો સુભટ છે. એમ એની મુખમુદ્રા ભાન કરાવે છે તે જરૂર મારી શકિતનો નાશ કરી મને ધુળમાં રોળશે. હવે હું છુટવાની નથી. મારી જીંદગીની આ છેલ્લી ઘડી છે. માથે મોતનાં નગારાં ગડગડી રહ્યાં છે. કાલ આંખો ફાડી ધુરકાવી રહયો છે. હવે વળખા મારવા ફોકટના છે. હવે આશાના ડુંગરો બાંધવા નીર્થક છે. ગઇ તે આવવાની નથી. બની તે બનવાની નથી, ભોગવ્યું તે પાછું ભોગવવાને મળવાનું નથી. તો પણ શું આમ હારી બેહાથી શું વળનાર છે માટે એક વખત મારાં ચરિત્રોથી તેને બનાવ્યા વગર રહીશ નહીં, પછી ગમે તેમ થાઓ. આ પ્રમાણે મનમાં ઉભરા કાઢતી અને મન તરંગોમાં દોડતી રમા પાછી રથમાં બેસવા જાય છે. કે તરતજ તેની પાછળ આવી ઉભા રહેલા ગુણનીધિએ તેનું કાંડુ પકડી રથમાંથી નીચે ઉતારી માતાના મંદીરમાં લઇ ગયો અને દેવીની સન્મુખ બેસાડી તેની ગર-દન ઉપર તરવાર મુકી બોલ્યો કે,

" ચાલ તારે રસ્તે પડ મારી સખીની પાની પણ જોવાને મલનાર નથી. "

"હજી તારા મીથ્યા અભિમાનનો નાશ થયો નહી ? હજી તારો આંકડો વાંકો વળ્યો નથી. શું તું નહી બતાવીશ."

"ના, ના, નહી બતાવીશ તારા જેવા છપન્સો ક્યાં આવતા નથી તેની તરવારની ખજુ પરવા નથી, બીક નથી, છોડીદે, જવાદે. તેમાંજ તારા પ્રાણની રક્ષા છે."

"જવા તે કેમ હેશે ? મહા કષ્ટે હાથમાં આવી છે ? અધમની અનીતિ નાશ કરવા માટે આ હાથમાં તરવાર પકડી છે. તે શું પોતાના પ્રાણની પરવા રાખશે. પ્રાણની બીકથી થરથરી જશે. હજારો શુરાઓના લોહીથી ભુમિ તરબોળ કરનાર, તે શું તારા જેવી કર્કશાના કટુ વચનથી પાછી પાની ભરશે ? ઓ અવિચારિણી જગતમાંથી ભ્રષ્ટ થયેલી ભુમિપર ભાર રૂપ, થઈ પડેલી, ગોઝારણ તારે માટે આટલી વિપત્તીઓ પડી. તારે માટે કનકાવતીનો પતિ માર્યો ગયો. તારે માટે કનકાવતીની કીર્તિનો નાશ થયો છતાં તારા પાપી અંતઃકરણમાં વાસ કરી રહેલી દુષ્ટ વાસનાનો નાશ થયો નથી એ કેટલી અજાયબી સ્ત્રી જાતિને માટે વિચાર કરતી નથી. તારા પેદા કરનારને આનો શું ઉત્તર આપીશ હજી કહુંછું કે તને જીવવાની વધારે ઉમેદ હોય તો તારી સખિને બતાવ. નહિ તો જોઈ છે આ મહાજોગણી ક્ષણમાં યમપુરીના દર્શન કરાવશે."

"ઓ ! ગુમાડી, આડી અવળી લવારી કરવાથી તને કશો લાભ થનાર નથી. ફોકટનાં ફાંફાં શીદને મારે છે. નાહક આખી જીવને દુઃખમાં નાખે છે. જરાક માથું ઠેકાણે રાખી વાત કર. વિચાર કર. તોલ કર; અગ્નિ સમાન સ્ત્રીને છંછેડવાથી કયો વીરભદ્ર જશનો લી ગયો છે. સ્ત્રીના ઝપાટામાંથી કોણ બચવા પામ્યું છે તેની તને હજી ખબર કયાં છે ? વિક્રમ જેવા પાર પામ્યા નથી તો તું શી

ગણત્રીમાં છે માટે મારી સખિની ઝંખના કરવી અને મોતની કરવી સમાન છે, જો તેં મારા દુસ્મનોના હાથમાંથી મને છોડાવી છે તેના ઉપકાર બદલામાં તને જીવતદાન આપું છું. ”

“ વાહરે ઠગારી. આ યુક્તિ કયાંથી શોધી કાઢી, આવો ખેલ ખેલતાં કયાંથી શીખી ? તારા ચમત્કારીક ખેલનો પડદો ભેદાઇ ગયો છે. તારી રંગભુમિનો રંગ બદલાઇ ગયો છે. છતાં હજી પાપી ઇચ્છા તજતી નથી, ઓ કુલટા સ્વચ્છંદી રીતે વર્તન કરી આ લોકને પરલોક બગાડનારી ઉપકારના બદલાની ઉમેદથી કે તારા આવા સ્વરૂપથી મોહિત પડી લોહીથી હાથ ભિંજવી પાપનો ભારો બાંધ્યો નથી. પણ તારો માર્મીક ભેદ જાણવા માટેજ શુરાઓનો શતરૂ બન્યો છું, આજ તરવાર તારા પ્રેમીને અને તારી સખિને બતાવશે. જો તારામાં પરાક્રમ હોય તો તે વડે મારા રૂધીરનો પ્યાલો પી નહિ તો તારા રૂધીરનો પ્યાલો પા. ”

“ શું ત્યારે તારે મારૂ રૂધીરજ પીવાની ઇચ્છા રાખી.

“ છે. બેશક. ”

“ માણસના રૂધીરનો તરસ્યો તો રાક્ષસ હોય છે, માટે શું તું રાક્ષસ છે. ”

“ તારા જેવી રાક્ષસણીને માટેજ મારે રાક્ષસ રૂપ લેવું પડયું છે. તું પણ રાક્ષસની માંથે ભાંગે તેવી છો તો ? ” શું તે આવી રીતે મહાપાપનો ભારો બાંધવાને હાથમાં તરવાર ગ્રહી છે. તારી કેટલી બધી ઉન્મતાઇ ? કેટલી બધી અધમ પ્રેરણા શું ગાય સમાન સ્ત્રીનું રક્ત રેડવાથી તારા પુર્વજો સંતોષ પામશે ? અરર આ મહાપાપમાંથી તું કેમ છુટીશ. ”

“ અરે અધમ યોનીમાંથી ઉત્પન્ન થયેલી ધર્મનીતિથી ભ્રષ્ટ

થયેલીને ગાય સમાન સ્ત્રી કોણ કહેશે ? શુદ્ધ સાધવી પતિવ્રતા સ્ત્રી નથી. પણ હલાહલ ઝેરથી ભરેલી વિકાળ સિંહ સરખી વિફરેલ કુલટા નારી છે. તેવી સ્ત્રીને મારવામાં હું કશુંએ પાપ ગણતો નથી કદાચ પાપ લાગશે તોયે શું ? પાપના નિવાર્ણાર્થે પ્રાયશ્ચિત કરીશ. પણ તને હરગીજ જીવતી રહેવા દેનાર નથી. ચાલ જલદી થા મારી તરવારને તારા લોહીથી તૃપ્ત કર. ”

“ અરે સ્ત્રીતો જન્મથીજ નિર્દય હોય છે. ને પાષાણ સરખા હ્રદયવાળી હોય છે. તેનું અંતર દયા વગરનુંજ છે, તેની તે અનેક કુકર્મો કરી પોતાના કુળને કલંકિત કરે છે. નર્કની અધિકારીણી બને છે. અને રૌ રૌ નર્કમાં પડે છે. છતાં સ્ત્રીઓ પોતાની મનકામના પુર્ણ કરવા માટે અનેક પાપો કર્યા વગર રહેતી નથી. પણ સ્ત્રી જેવું પુરૂષનું રૂદય કઠોર નથી, સ્ત્રી સરખા પુરૂષ કુર હોય છે છતાં શરણે આવેલા દુશ્મનને શણાગત આપે છે તેના અનેક ગુન્હાઓ માફ કરી પોતાની ઉદાર વૃત્તિ બતાવી તેની ઉપર દયા દ્રષ્ટિથી જુએ છે. તેમ તમે મારા અપરાધની તરફ ન જોતાં દયા ભાવથી વર્તી પતીતને પાવન કરો એમાંજ તમારૂં પુરૂષાર્થ છે. ”

“ જ્યાં સુધી મારી માગણી સ્વીકારીશ નહીં ત્યાં સુધી તને મુકનાર નથી તું શું આવું આવું બોલી મને ઠગવાની ધારણા રાખે છે. પણ આ તારી ધારણા પાણીના પરપોટા જેવી છે. તું મહા દુષ્ટાચરણી છો, તું નીચમાં નીચ એક કુલટા નારી છે, અરે તારા દુષ્ટ હાથથી થયેલા મહા અપરાધને મારાથી કે તારા પેદા કરનારથી ક્ષમા થઇ શકે એમ નથી. હવે સાધવીનું ડોલ ઘાલવાથી કે પાપનો શું સાર્થક થનાર છે. આ તારી ખોટી આશા છે, આ આશા કદી પણ પરીપુર્ણ નહીં થશે.

"હોય, થનાર હતું તે થયું. માણુસ ભુલથી ભરેલું છે. તે સદા ભુલ કરતું આવે છે. તે ભુલ ભરેલા માણુસને ક્ષમાવંત ક્ષમાજ કરે છે. મારા ઉપર દુ:ખ પડવાનું બાકી રહ્યું નથી, મારા ઉપર જુલમ ગુજરવાની કંઇ કચાસ રહી નથી. હું દુ:ખના બોજાથી કચ્ચડાઇ ગઇ છું. મારૂ શરીર તવાઇ ગયું છે, મારી મતી ગુમ થઇ ગઇ છે. હવે મને ગમાગમનું કશુંએ ભાન રહ્યું નથી. આ બળતા દવમાંથી બચાવવી એ ધીરવીરનું કર્તવ્ય છે. આડે માર્ગે ઉતરી અશુદ્ધ થયેલી અબળાને સન્માર્ગે મુકી સુધારવી એ સુપાત્ર પુરૂષનું કામ છે. હું વીનવીને કરગરીને કહું છું કે, મને તમારા ચરણમાં લઇ પાવન કરશો તો તેમાં તમને કશુએ પાપ લાગનાર નથી."

" એકવાર નહી, પણ હજારવાર પાપ છે. આધાર વગરના દુશ્મનને આધાર આપવો તે પોતાના પ્રાણ આપવા સમાન છે.

"અરે જરાતો મારૂં માનો, અરે મારા વચનને જરાતો અનુમોદન આપો એમાં તમને મ્હોટો લાભ છે. રંકના રાય બનશો, અઢલક ધનના ધણી થશો. અનેક રમણીઓના નાથ થશો જો જો આ સમે આ સોનેરી તક ગુમાવશો તો પાછળથી પસ્તવો કરવો પડશે. આવિધીના વેણો છે આ ભવિષની વાણી છે ચતુર ચેત, અને આડા અવળા વિચારોનેકાઢી મારા કોમળ કંઠમાં તારો હાથ આરોપ, અને છાતી સાથે દાબ."

"તારા મલીન પ્રેમને ખાતર નર્કાધિકારી બનવાને શું હું ઉત્સુક થઇશ. અનેકના હાથે ભ્રષ્ટ થયેલીના કાંટા સરશા કંઠમાં આ સુદ્ધ હાથને આરોપી અપવિત્ર કરીશ. હું ખોટા પ્રેમને સદા ધિકારૂ છું, મને આવી લાલચમાં નાંખી ફોકટના ફાંફા શીદને મારે છે ચાલ હવે તારી ધોઝારી જીભલડીને આગળ ચાલતી અટકાવ અને

તારૂ બલિદાન આપવાને તત્પર થા. ”

એમજ છે તો પછી મારી ના કયાં છે, સુખેથી તમારૂં વેર લો, તમારો મનોભાવ પુર્ણ કરો પણ સ્ત્રી જાતીને હણવાથી આ લોક કે પરલોકમાં તમારી તુલના થશે નહી. કીર્તિનો ડંકો ગડગડશે નહી. જશના કહેવાશે નહીં, પણ અપકીર્તી થશે, જગતના લોક ધીક્કારશે અરે આ જગતમાં એવા તો પાપી લોકો પડયા છે કે જેને પકડી મારો કે જેથી દેવ દુંદુંભી વાગે અને અપ્સરાઓ પુષ્પની વષ્ટિ કરે મારા જેવી અબલાને મારવાથી તમારા હાથમાં શું આવનાર છે. જો જગતમાં જશના કરવી હોય, કીર્તી કોટ ચણુવો હોય. અનેક નિરદોષના અંતરનો આશીરવાદ લેવો હોય, વિલાસ સુંદરી જેવી પ્રૌઢા નારી વરવી હોય, જાદુની ચમત્કારીક વસ્તુઓ પ્રાપ્ત કરવી હોય, તો કલાધર જેવા જાદુગરને જીતો તો તમારી ખરી મર્દાનગી કહેવાય, તો તમે બહાદુરમાં બળવાન ગણાઓ. નહીં તો તમને બહાદુર લડવૈયો કોણ કહેશે? હીમ્મત છે, શકતી જેમ મને ધ્રુજાવી પાણીથી પાતળી કરી નાંખી છે, તેમ કલાધરને ધ્રુજાવી નમાવે ત્યારે જ પુરૂષાર્થ કરેલું કહેવાય. ”

“ બસ બહુ થયું, હવે મને આવા કટુ વચનથી મારી છાતી વીંધીસમાં તે મારા બળની, પરાક્રમની હજી પુર્ણ ખાત્રી કરી નથી તું આવું બોલવાને અચકાતી નથી, જો તેં મારા સમોવડીઆ દુસ્મન ને બતાવી દેવાની મરજી દેખાડી મારા ક્રોધને શાંત કર્યો છે. તેમાં તું જીતી છે, પ્રાણથી ઉગરી છો અરે હઠીલી એટલો બધો હઠ ન કર્યો હોત તો તેનું પરીણામ કેવું સારૂ આવત. પણ સ્ત્રી જાતજ એવી છે તો પછી શું કહું. હવે મારૂ ભમતું મન સ્થીર ગયું છે. હવે મારૂ ચકડાળે ચડેલું ચીત્ત ઠેકાણે પાડયું છે. હવે મારી મહેનત

સરલ થવાની હવે મારી ઉમેદ પાર પાડવાની. હા જે વીલાસ સુંદરીની મનોહર મુર્તી પ્રાપ્ત કરવાની શોધ માટે મેં હજારો બહારવટીઆઓની લોહીની નીક ચલાવી તેના હાથમાથી તને છોડાવી તારૂં રૂધીર રેડવા તૈયાર થયો હતો. તે શોધ મહા પ્રયાસે મહાસંકટે મલી છે. બસ હવે ઢીલ કરમાં ઉતાવળથી મને તારા કલાધર જાદુગરને બતાવ. ”

એમ ઉતાવળ કરવાથી કંઇ વીલાસ સુંદરીનાં દર્શન થવાના નથી તો ? વીલાસ સુંદરી કંઈ રસ્તામાં પડી છે ! વીલાસ સુંદરી લેતાં તો નવનેજા પાણી ચઢશે. કલાધર કંઇ જેવો તેવો નથી તો ? એની બાથ ભીડવી ને આસમાન સાથે ભીડવી બરોબર છે. ”

“ મારી કયાં ના છે. જેમ કહેશો તેમ વર્તવાને આ દાશી તત્પર છે. હું હારી છું. તમે જીત્યા છો. મારૂં જીવન તમારા હાથમાં છે. મારા પ્રાણ તમને આપી ચુકી છું. તેનો ઉપયોગ તમારી મરજીમાં આવે તેમ કરજો. હવેથી આ શરીરના નાથ તમે છો. મારી મણી તમે છો. તમવડે હું જીવીશ તમવડે હું શોભીશ. તમવડે દુનીયાના સુખનો કંઇક લ્હાવો લઇશ. તમારા સુખે સુખી અને તમારા દુઃખે દુઃખ ભોગવીશ હવે તમ શીવાય મારો પાલનહાર આ જગતમાં બીજો કોઇ નથી. મને મમતાથી રાખનાર મેં કોઇ દીવસે દુઃખ જોયું નથી. જે સખી માટે તમે મને કહો છો. તે સખીને હું મારા પ્રાણ કરતાં અધીક ચાહતી. તેને અનેક સુખો ભોગવવા ખાતર મેં અનેક જાતના ભોગો આપવાની બાકી રાખી નથી. માતાને બલીદાન આપવા માટે મેં મારા એકના એક દીકરાની પરવા ન કરતાં તેને સોંપી દીધો હતો. અરે તે યાદ આવતાં મારી છાતી ફાટી જાય છે મને કંપારી છુટે છે. પણ હવે શું થાય ?

તેં સખી મને નીરાધાર મુકી નહાસી ગઇ છે, મારા દુખમાં ભાગ લેવા પણ આવી નહીં. ત્યારે તેવી સખીને શા માટે શીક્ષા ન કરવી. ઓ દુષ્ટ સખી ? હવે તારાં કર્મ ફુટી ગયાં છે. હવે તું કયાં સુધી સંતાતી ફરીશ. અરે પાતાલમાં હઇશ ત્યાંથી પણ તનેં પકડી લાવવાને સત્તાવાન સત્તા ધરાવે છે. હા તે મારી સખી કલાધરની માનીતી અર્ધાંગના છે. એના વડેજ કલાધરનું જીવન છે. એના વડેજ કલાધર દુનીયાની મોજ લુંટે છે. એના વડે કલાધરને કોઇ જીતી શકતું નથી જેટલી વીદ્યા મારી સખી જાણે છે. તે હંમેશાં વૈમાનમાં બેસી રાતના પોતાની મરજી મુજબ ગમે ત્યાં ફરવા નીકળે છે. તે સખી પોતાની અદભુત શકિતનો ખેલ ન ખેલતાં એકદમ પોતે ગુફામાં કેમ ભરાઇ બેઠી ? શું તમારી અદભુત શકિતથી તેની ચમત્કારીક વીદ્યા હરાઇ ગઇ ? ખરેખર એમજ હોવું જોઇએ. તે સીવાય તે પાછી પાની કરે એવી તે નથી. પણ એના પાપે, એના ઘોર કર્મે નસાડી હોય એમ કંઇ ભાસ થાય છે. અરે શું કહું. જો એ સખીને પકડી કકડતા તેલની કડાઇમાં નાંખી હોય તો પણ મને અરેરાટી છુટનાર નથી. અરે મારી અંતઃકરણની દાઝ જાણનાર ખરી સખી નથી. પણ મારા કાલજા ફોલી કાર્ય કરનારી સ્વાર્થની સખી છે. જો એ ખરી સખી હોત તો મારા વૈભવનો નાશ કરાવનાર આડો માર્ગ મને કદી પણ બતાવત નહી. ઓ દુષ્ટ જાદુગરણી તને જો પ્રથમથી એવી મેં ધારી હોત તો તારો પ્યાલો કદી પણ પીતે નહી, તારી રક્ષા કદી પણ બાંધત નહી, તનેં અવનવા જોગો કદી પણ આપત નહી. હાય મારા નસીબે ફસાવી અધર લટકાવી. "નહી ત્રણમાં નહી તેરમાં નહી છપ્પનના મેળમાં." એવી મારી દશા થઇ છે. અરે એ દુષ્ટ રંડાએ અનેક રાજાની કુંવારી કન્યાઓનું હરણ

કરી કલાધરની ગુફામાં કેદ કરી તેની મર્યાદા લોપી છે. પણ જેને તમે ચાહો છો. તે વીલાસ સુંદરી, હજી તેને વશ થઇ નથી. તેને કરવા માટે તેણીને અનેક પ્રકારનાં દુઃખો આપે છે, છતાં તે ચતુર દૃઢ સીયળવંતી પોતાનું પણ ન મુકતાં પોતાની કાયાને કષ્ટ આપે છે. પણ એકની બે થતી નથી. એજ એની બુદ્ધીની ખુબી છે, એજ એના દૃઢ મનની નીપુણતા છે. ખરેખર એનું સ્વરૂપ અલૌકીક છે તે જોતાંજ ગાંધર્વ સરખા પણ ભાન ભુલી પ્રાણ અર્પણ કરવા તત્પર થાત. તો પછી આપ જેવા મોહ પામે એમાં નવાઇ શી ? એવી એક મહા સ્વરૂપ ગુણીયેલ ગોરીના ગોરા હાથનું ચુંબન કરવું હોય તો તે પાપી કલાધરના હાથમાંથી મુક્ત કરવાને પાછી પાની ભરશો નહી. આ તમારી શકિતની છેલી કસોટી છે. "

તે જાદુગર વીચીક્ષણ પ્રકારની કપટ બાજી રમનારી છે. તેની બાજીને હજી સુધી કોઇ પણ વીરે જીતી નથી. તે જીતવાને કંઇકિ સમર્થ મથન કરી મરી ચીટયા છે. માટે તમારામાં બુદ્ધીબલ હોય તોજ તે જાદુગરની પુંઠ પકડજો. આ દુષ્ટ યક્ષણી આ મંદીરના પાછલા ભાગમાં આવેલા બાગમાંની એક અદભુત ગુફામાં રહે છે. "

" તે ગુફા તેં જોઇ છે ? "

" હા. "

" તે કેવી છે તેનું વર્ણન તો જરા કરી બતાવ. "

" એમ કહી કરી બતાવવાનું કંઇ પ્રયોજન. "

" પ્રયોજન તો અરૂંજ તો. "

" તો કહેની. "

" એક શરતે. "

" શી શરત્ત કરવા માંગે છે ? "

" તમારી સાથે પ્યારમાં પડવાની ? "

" જાણે છે કે હું લંપટ પુરૂષ નથી. હું ખોટા પ્રેમનો ભુખ્યો નથી. કે નથી અવીચારી કે તારા જેવી સ્ત્રીના મોહમાં લપટાઇ મારી જીંદગીને દુઃખી કરવા ઉન્મત બનું કદાચ જો તું તારા શુદ્ધ અંતઃકરણથી, કંઇ પણ કપટભાવ રાખ્યા વગર છેલ્લી ઘડી સુધી મારા કાર્યમાં ઉત્સાહ ભર્યો ભાગ બજાવતી રહીશ એમ જો મારી ખાત્રી થશે તો જરૂર હું તને સર્વ વાતે આ સંસારનાં અનુપી સુખનો લ્હાવો લેવરાવીશ. "

" ખચીત, એમાં તો મીન મેખતો થનાર નથી ને ? આપો ત્યારે વચન. "

" લે આ મારૂં વચન. "

" આજે મારા અસ્ત થયેલા નસીબનો ઉદય થયો છે. તે જાણી મારા આનંદનો પાર રહેશે નહી. ખરેખર હું કેવી ભાગ્યશાળી છું મારા ભાગ્યનો હવે પાર રહેશે નહી પીડા હતી તેટલી ગઇ. અહો સુભાગી પુરૂષ આપના સુખની વૃદ્ધી કરવા માટે મારાથી જેટલું બનશે તેટલું કરવાને હું કદી પણ ચુકીશ નહી. અહાહા ! વીધીના લેખ કેવા વીચીત્ર છે ? એમાં મેખ મારનાર કોણ સમર્થ છે ? હું નહો ધારતી હતી કે મારો બગડેલો અવતાર આ ભવમાં સુધરશે ? હું નહિ માનતી હતી કે દુરાગ્રહીઓના દુષ્ટ અખાડામાંથી બચાવી મને સદ્‌માર્ગ બતાવનાર શુદ્ધ અંતકરણવાળો પ્રેમાલ મલશે ? હવે મારી આંખના પડદા ઉઘડી ગયા છે. સત્ય શું છે તેનો હવે ખરો ભાસ થવા લાગ્યો છે. એ બધો તમારી ચમત્કૃતિનો પ્રતાપ છે. "

" અહો. ચતુર તે ગુફા જો કે બહુ ન્હાની છે. પણ ચમત્કારીક છે. તે રચના વીચીત્ર પ્રકારની છે. માર્મિક અને ભેદભરેલી

ગુફા જીતવાને કંઈક બાદશાહો પોતાની ફોજો લઇ અહીં આવ્યા, પણ તેમાં તેઓનું કંઇ ન વળતાં પોતાનું પાણી ઉતારી પાછા ફર્યા છું. ”

“ એ ભયાનક ગુફામાં પેસતાંજ એક દરવાજો આવે છે. તે દરવાજાની ઉપર એક ત્રીકુણ ઓરડો છે. તે ઓરડામાં અનેક માણસોના હાડપીંજરો ગોઠવવામાં આવ્યાં છે. અને તેના મધ્ય ભાગમાં એક બળતી જ્યોત રાખવામાં આવી છે. જો શોધક ચતુર હોય, જાદુઈવિદ્યા પૂર્ણ રીતે જાણતો હોય તોજ આનો ભેદ જાણી શકેછે. પણ તેથી તે અજ્ઞાન હોય અને ઉદ્ધતપણાથી વર્તે તો જરૂર તેના પ્રાણ ગયા વગર રહે નહી માટે અહો ? ઉમંગી તમે જ્યારે મારી સાથે આ ઓરડામાં દાખલ થાઓ તેવીજ તે જ્યોતને એકદમ હાથમાં લઇ લેજો તેથી તે ઓરડો હાડપીંજર સાથે એકદમ ગુમ થઇ જશે. તે ગુમ થતાંજ આપણી નજરે એક બીજો દરવાજો નજરે પડશે. તે દરવાજાની વચમાં એક હાથીની આકૃતિ ગોઠવવામાં આવી છે, અને તેની ઉપર એક સ્ત્રી બેસાડવામાં આવી છે, તે સ્ત્રીના માથા ઉપર સળગતી એક સગડી રાખવામાં આવી છે. જો શોધક પહેલો દરવાજો જીતી જેવો આ દરવાજા પાસે આવે છે તેવોજ આ હાથી વિકાળ સ્વરૂપ ધારણ કરી સામે ધસી આવીને તે શોધકને સુંઢમાં ઉપાડી તે સ્ત્રીને સ્વાધીન કરી દેછે. કે તરત તે સ્ત્રી શોધકને પોતાની બળતી સગડીમાં હોમા દે છે. તે જ્યોત હાથીથી ન ડરતાં એકદમ હાથીના મુખમાં મુકી દેજો. જેથી તે સ્ત્રી સહિત હાથી બળી ભસ્મ થઇ જશે. આ સમયે બહુ સંભાળવાનું છે. બહુ તીક્ષ્ણ બુદ્ધીથી આમ કરવાનું છે, જો બેસ ભેમા જરા પણ ચતુર રહી જઇ તો આપણા પ્રાણ બચુ ઉગેજ નહી. ”

" આગલ ચાલતાં એક સાંકડી શેરી આવશે. આ શેરીની વચ્ચે એક પાણીનું તળાવ છે, તળાવની ઉપર બીલોરી કાચ ગોઠવવામાં આવ્યા છે. અને તેની ઉપર અજબરંગથી રંગીત બનાવેલી ચાર જાતની ચાર પુતળીઓ ઉભી રાખવામાં આવી છે. તે પુતલીઓ એવી સરળ યુકિતથી બનાવવામાં આવી છે કે જાણે સાક્ષાત સ્વર્ગની સુંદરીઓ અવનવા અલંકારોથી અલંકીત થઈ વરમાલા આરોપવા કેમ ઉભી ન હોય ? જ્યારે શોધક આ પુતલીઓ નજદીક આવે છે તેવીજ તે પુતલીઓ મોહબાણુ મારતી ને શોધક આગળ આવી તેના કંઠમાં હાર આરોપી તેનું ચીત્ત ચોરી લઇ તેને તલાવમાં લઇ ગરપ થઇ જાય છે, માટે તમે જ્યારે હાથીને બાળીને આ પુતળી આગળ આવો ત્યારે તે તલાવની ઉપર પગ ન મુકતાં એકદમ તે ચારે પુતળીઓને કમ્મરમાંથી પકડી ખેંચી લઇ તેની ગરદન ખંજર વડે છેદી નાંખી આ તલવારપરના બીલોરી કાચપર એવા જોરથી મારજો કે જેથી તે કાચના કડકેકડકા થઇ જાય, કે જેથી તલાવ આગળ જવાનો માર્ગ આપી દેશે, " " આ કાર્ય વિકટ છે. જીવલેણુ છે. માણુસ જાતની શકિતની બહાર છે. આ તિલસ્માતિ ગુફાને જીતવાને કંઇક જાદુગરો પ્રાણુ ખોઇ બેઠા છે. તો પછી તમારા જેવાની શી તાકાત છે કે આ તીલસ્માતી ગુફાને જીતી શકો ? હજી કહું છું કે તમે તમારી હઠને મુકી દેજો એવી ખોટી આશાની ઇમારત બાંધવામાં માલ નથી પછી જેવી તમારી ઈચ્છા, કંઇક કોતક બને તો મને ઠપકો દેશો નહી. "

" એમાં શી મોટી વાત છે, આગળ ચલાવ, "

" આ તલાવમાંથી પુતલીઓનું નિકંદન કાઢયા પછી એક માતાનું મંદીર આવશે, તે મંદીરમાં ચાર બત્રીશાઓને સળગતી

અગ્નીની ઉપર ઊંધે મસ્તકે ટાંગવામાં આવેલા છે. તેની આસપાસ ખરી ચાર જાતની ચાર સ્ત્રીઓના હાથમાં ખડક આપી ઉભી રાખવામાં આવી છે. આ પ્રયોગ બહુ દુર્ઘટ છે. કાળજા કોરનારો છે. કંપારી છુટાવનારો છે. છતાં હું તેની યુક્તિ તમને બતાવું છું, તે તમારા લક્ષમાં બરાબર ગોઠવી રાખજો. જો જરા તમે તેમ કરતા ચુકયા તો તમારો અને મારો બંનેનો નાશ થયા વગર રહેનાર નથી."

" આ મંદીરની ઉપરની અગાશીમાં એકદમ જવું, અને મંદિરમાં પ્રદિપ્ત કરવામાં આવેલી અગ્નીમાં પાણી નાખી એકદમ તે અગ્ની બુજાવી નાંખવી પછી તે ચારે બત્રીશાઓના બાંધેલા પગની રસીઓ જે અગાસીના સળીઆ સાથે બાંધવામાં આવી છે તેને કટોકટ કાપી નાંખવી. કે જેથી તે ચારે બત્રીશાઓ એકદમ ઉભા થઇ દેવની સ્તુતિ કરવા મંડી જશે દેવી પ્રસન્ન થઇ તેના શરીરપર હાથ ફેરવી તેને અધર અદ્રસ્ય કરી દેશે, અને પહેલી ચારે સ્ત્રીઓના ખડગ આંચકી લઇ તેણીનું લોહી ચુસી લેસે, અને તે જાદુગરણને શાપ અલોપ થઈ જશે. "

" પછી અગાશીની નીચે ઉતરી માતાના મંદીરમાં પ્રવેશ કરવો. અને માતાના સ્થાનકને ઉપાડી એક બાજુએ ફેંકી દેવું કે તરત નીચે ઉતારવાનું એક ભોંયરૂં દ્રષ્ટીએ પડશે તે ભોંયરામાં ઉતર્યા પછી આગળ જતાં એક હીરા માણેક મોતીથી મઢેલા ચોક આવે છે તે ચોકની આસપાસ ચારે સીંહની આકૃતિ ગોઠવવામાં આવી છે અને તેની વચમાં ઉભો કરવામાં આવેલા કનકના સ્થંભ ઉપર પોપટનું પાંજરૂં ટાંગવામાં આવ્યું છે. તે પાંજરાની નીચે એક બીજી ગુફા છે. તે ગુફામાં એક ન્હાની ઓરડી છે, અને તે ઓરડીમાં એક અદભુત લોખંડનો સ્થંભ છે, ને તે સ્થંભમાં મારી સખી રહે છે. અહી

જતાં સીંહોની તરફ જરા પણ નજર ન કરવી, અને એકદમ પોપટને પાંજરામાંથી કાઢી લઇ તે પાંજરાને સીંહના મસ્તક ઉપર મારવું કે તરત તે ચારે સીંહો ચોક ઉપર નીચે ઢળી પડશે કે તરત ચોક ફાટી જઇ નીચેની ગુફામાં જવાનો માર્ગ ખુલ્લો કરી દેશે. ”

“ આ બધા પ્રયોગ બહુ ગહન છે, તેની ગહનકળા જાણનાર કળાવંત તે પ્રયોગો જીતી શકે છે. હું તો બીજામાં આવી આ કાર્ય તો વિક્રમ જેવોજ કરી શકે. હું તો બીજામાં આવી શક્તી જોતી નથી જેવા તેવાનું કામ નથી. આ કાર્ય તો વીક્રમ જેવોજ કરી શકે. લોકો ખોટા અભીમાનમાં ડોલે મેં તો તમને આ પ્રયોગો જીતવાને સર્વ યુક્તી બતાવી દીધી છે છતાં તમારી છાતી ચલાવી જોઇએ. તમારૂં મન દ્રઢ હોય તોજ મારી સાથે સાથે આ ગુફામાં પ્રવેશ કરજો નહી તો અહીંથીજ નમસ્કાર કરી પાછા પડજો. ”

“ બસ બસ બહુ બડાઇ મારવામાં મને શું તું ના હીમ્તવાન ગણી હસી કાઢે છે, કેવી તારી મુર્ખાઇ, જીવ જતા પણ હું પાછો હઠું એવો નથી. તેં હજી સુધી મારી અદ્ભુત શક્તીનો ચમત્કાર જોયો નથી તેથી તું મને નીર્બલ સમજી ગણી છે પણ જ્યારે તારી સખીના એ અદ્ભુત પ્રયોગોના પગની પાની નીચે ચગદી નાખી તારી સખીને વશ કરી નમાવીશ તોજ મારૂં નામ ગુણનીધી ખરૂં ? ત્યારેજ તારૂં અભીમાન ઉતરશે. હજી કંઇ બાકી કહેવાનું છે. ”

“ કંઇ નહી, મારા અપરાધને ક્ષમા કરો. બોલવા સામું જોશો નહી. ”

“ તેં જે યુક્તીઓ બતાવી છે તેના બદલા તરીકે હું તને [illegible] આપી [illegible] છું. [illegible] મારી દયાનો ગેરલાભ લઇ મને [illegible]માં ઉતરવાની ખોટી પ્રેરણા કરવી નહી. દયાળભાવ [illegible]

વેર લેવા તત્પર થતી નહી. નહિ તો તારે માટે આ તલવાર તૈયાર છે. " આટલું કહી ગુણનીધીએ તરત પોતાની તરવારને મ્યાનમાં નાંખી, રમાનો હાથ ઝાલી બેઠી કરી, બંને જણ બાગમાં ગયાં, અને બાગની વાવમાં ઉતરી બંનેએ સ્નાન કરી નવા વેશ ધારણ કરી બંને જણ ક્ષણભર થાકેલા શરીરને આરામ આપી સુખ દુઃખની વાતો કરતાં બંને જણ તે ગુફાની આગળ આવ્યા આ ગુફાની આડી એક કાલમીંઢ પથ્થરની શીલ્લા પડી હતી. તે જોતાજ કાચી છાતીવાલા પુરૂષની આંખના ચણીઆરા નીકલી ગયા વગર રહે નહી. છતાં ગુણ-નીધી જરાપણ ડગ્યો નહી અડગ થઇ ઉભો. ક્ષણભર મનમાં વિચાર કર્યા પછી પોતાની ગોફણની ગોળીઓ વડે તે શીલ્લાને તોડી ફોડી ભાંગી ભુકા કરી નાખી. તે જોતાંજ રમા વીચાર રૂપી સાગરમાં ડુબી ગઇ.

ધીમે ધીમે અને બંને ચક્ષુ રૂપી જોતથી જોતો જોતો રમા સહીત ગુણનીધી તે ગુફામાં દાખલ થયો. જો કે આ ગુફા ભયંકર હતી. ગમે તેવા દ્રઢ મનના માનવીના માન ભંગ કરનારી હતી, તેની તલવાર જેટલી પરવા ન રાખતા ઉત્સાહ ભર્યા મનથી તે જાદુગર-ણના જાદુના જોરથી રચવામાં આવેલા તીલેશમાતોનો એકેક પછી એકેકનું છેદન ભેદન કરતાં કરતાં તે દુષ્ટા જાદુગરણની તીલેશમાતી ઓરડી આગળ આવ્યો. પણ આ તીલેશમાતી ઓરડીની સામે દ્રષ્ટી ઠરી શકતી નહોતી. સર્વાંગે તેનું શરીર અગ્નીથી બલી જતું હોય એમ તેને લાગ્યું. તેને બહુ મથન કર્યું. બહુ ઉપાય કર્યો. બહુ બુદ્ધી દોડાવી, પણ તે સર્વ વ્યર્થ ગયું, અંતે થાકી ઓરડીથી ત્રણ હાથ પાછો હઠી દેવીના ખડગને કમ્મરમાંથી કાઢી હાથમાં લઈ અને રક્ષ-સના બાળની બતી બનાવી પાછો તે ઓરડીની આગળ આવી તે

ખડગને જોરથી ખેંચી ઓરડીના બારણામાં મારી બારણું વિંધિ નાખ્યું, ખડગના પ્રહારથી પડેલા જીણા વિંધમાં આ બતી મુકી. પાછું જોરથી ખંજર ખેંચી બારણામાં માર્યું. ખંજર લાગતાજ ગર્જના કરતું તે ઓરડીનું બારણું નીચે પડી ગયું કે તરત ગુણનીધી પ્રાણની પરવા ન રાખતાં તે ઓરડીમાંના લોખંડના સ્થંભને બાથમાં ભીડી ક્રોધીત થઇ ત્રાડ મારી કે, " ઓ રાક્ષસ તારૂં પણ જાય છે, તારા નામનો નાશ થવાનો આ સમય છે. તારા બળ ઉપર, તારા વિશ્વાસ ઉપર, મેં આ જાદુગરના કઠીણ તીલેશમાતો જીતવાનું પણ લીધું છે. તે શું તું જાણતો નથી માટે જો તારા પણનો ટેક રાખવો હોય તો સત્વર મારા શરીરમાં પ્રવેશ કર. અને આ તીલેશમાતી સ્થંભને ફોડી નાખ. "

પ્રિય વાંચક ? રાક્ષસ તો કયારનો ગુણનિધીના શરીરમાં પ્રવેશ થઈ ચુકયો હતો. પણ ગુણનિધી અભિમાની અને અહંકારી ન બને તેટલાજ માટે રાક્ષસે ગુણનિધિનું તેજ અને શકિતને હરી લઇ તેનું મન તપાસતો હતો. પણ જ્યારે ગુણનિધિએ અભિમાન રહિત રાક્ષસનું પાછું સ્મર્ણ કર્યું કે તરતજ તે રાક્ષસે પોતા કરતા ચાર ઘણી શકિત ગુણનિધીના શરીરમાં ઉત્પન્ન કરવાથી તરત ગુણનિધીની આંખમાં અગ્ની ભરાયો. તેનું શરીર જોરથી ઉછરવા લાગ્યું, તેના બાહુ આમ તેમ પવનની પેઠે ઉછળવા લાગ્યાં અને જેમ કેસરીસિંહ મેઘનાદની ગર્જના સાંભળી વિકાળ ગર્જના કરે છે. તેમ ગર્જના કરી તે સ્થંભને પાછો પોતાની બાથમાં ઘાલી તોડી નાખ્યો.

આ સ્થંભના ટુકડે ટુકડા થઇ જતાંજ તેમાંથી તે જાદુગરણ એ ખંજર લઇ ગુણનિધિ ભેદવા ધસી ગુણનિધિએ પોતાના ખંજર વડે તે જાદુગરણને લોહીથી તરબોલ કરી નાંખી આ જોઈ તે જાદુ

ગરણ બહુ શુરાતને ચઢી. ગુણનિધિના એક હાથે ખુબ જોરથી પકડી લઇ તેના મસ્તકનું છેદન કરવાને જેવી ખંજર મારવા જાય છે કે તગત ગુણનિધિએ બીજા હાથ વડે તેણીનો હાથ પકડી મરડી ખંજર ખુંચવી ઓરડીના બંધ થઇ ગયેલા બારણાને પાટુના પ્રહારથી તોડી તે જાદુગરણને બહાર લાવી નીચે પટકી.

જાદુગરનું સ્વરૂપ બદલાઇ ગયલું જોઇ રમાની છાતી કંપવા લાગી- અને ભયભીત બની મનમા વિચાર કરવા લાગી કે જો એને વશ કરવાનો છેલ્લો ઉપાય ગુણનિધિને નહિ બતાવું તો જરૂર તે અનેક રૂપ ધારણ કરનારી હમણાજ મને અને આ પુરૂષને કયાંય અલોપ કરી દેશે તેનો જરા પણ ખબર પડવા નહિ દે એનું હવે સ્વરૂપ બદલાતું જાય છે તે આ ગુણનિધિના જાણવામાં કયાંથી હોય! હવે ઢીલ કરથી એ તો પગમાં કુવાડા મારવામાં સરખુ. છે. એટલું મનમાં બડબડી પાછું શુરાતન ચઢાવી ગુણનિધિનો હાથ પકડી બોલી કે, „ હવે જુઓ છો શું ! આ જોવાનો વખત નથી પણ મોતનો વખત છે. ઝટ કરો અને તમારી કમ્મરમાં ખોસેલા પોપટને બહાર કાઢી તેની જમણી પાંખ તોડી આ રંડાના મુખમ! ખોસી ઘાલો" નહિ તો પાછળથી પસ્તાશો.

" રંગ છે રમા, રંગ છે તારી બુદ્ધિને ? આ સમે તેં ઠીક રંગ રાખ્યો છે. જો તું જરા ભુલી હોત તો તો જરૂર કંઇ માઠું પરિણામ આવ્યા વગર રહેતજ નહી ? " આટલું કહેતાને વાર ગુણ-નીધીએ પોતાની કમ્મરમાં ખોસેલા પોપટને બહાર કાઢી તેની જમણી પાંખ તોડીને તે જાદુગરના મોઢાને ફાડી તેમાં મુકી દીધી. અને તેના હાથમાંથી બીજુ એક ખંજર ખુંચવી લઇ, તે તેના હાથ પકડી ઉભી કરીને તેણીને એવો એક જોરથી તમાચો માર્યો કે

તેણીના બત્રીશે દાંત તુટી ગયા. આ તમાચાના જબરા મારથી તેણીનું મોઢું ઉંચું થઈ જવાથી તે પોપટની પાંખ તેણીના પેટમાં ઉતરી ગઈ. તેણીના પેટમાં પાંખ ઉતરતાંજ તેણીના પેટમાંથી ત્રણ માદલીઓ બાહાર નીકળી આવ્યા. તે તરત રમાએ ઉપાડી લીધા.

આ જોતાંજ તે જાદુગરણ આંખના ભમરો ચઢાવી રમા પર ધસી અને રમાનો ચોટલો પકડી નીચે પટકી તેની છાતી પર જેવી ચઢવા જાય છે. તેવીજ ગુણનિધિએ ગરદનમાંથી પકડી એકી કરી અને રમાના હાથમાંથી ત્રણે માદલીઓ ખુંચવી લઈ પોતાને હાથે બાંધી લઇ બોલ્યો કે, “ઓ શંખણી મોહજાલમાં નાંખી, મોતીનું પાણી ઉતારનાર તું કે બીજી કોઇ ? બીજી કોઇ નીર્દોષ શુરાઓનો નાશ કરાવનાર યક્ષણી તું કે બીજી કોઈ? ઓ દુષ્ટા તને જોઇ મારી આંખમાંથી અગ્ની વરસે છે. ઓ હજારોનો ભોગ લેનારી પીશાચણી તને જોઇ મારા લોહીનું પાણી થઈ જાય છે શું તને જીવતી ભોંયમાં દાટું કે શું, તને જીવત અગ્નીનો સ્પર્શ કરાવું, કે શું તારી ચામડી ઉતારી તારા માંસથી પક્ષીઓને તૃપ્ત કરૂં. અરે તારા પાપી માંસનો પક્ષી પણ ભક્ષ નહીં કરે ? અરે તને ભુમી પણ નહીં સંઘે ? અરે તારો સ્પર્શ કરનાર પણ નર્કનો અધીકારી થશે. અરે તારા કર્યા કર્મનો બદલો કેમ વાળીશ ? અરે તારા મહા પાપમાંથી કેમ છુટીશ અરે આવા કરેલા અધલ કર્મોનો તારા સરજનહારને શું જવાબ આ-પીશ ? શું તારાં પાપ થોડાં છે ? તેં હુકમ કરવામાં કંઇ મણા રાખી છે ! તારા જેવી નઠોર સ્ત્રી શું આ જગતમાં જોઈ નથી, જે સ્ત્રી પોતાના સંસાર સુખનું સત્યાનાશ વાળનાર છે, જે સ્ત્રી પોતાના નાજુક રંગ રૂપને કલંકીત કરનાર છે, જે સ્ત્રી પોતાના જાતીના ધર્મના મર્મનો છેદ કરનાર છે,. જે સ્ત્રી લોક ને પરલોક બગાડનારી

છે તે સ્ત્રી બીજાઓનું શું ભલુ કરશે ! જે સ્ત્રી પોતાના પરમેશ્વર સમાન પતીનો ત્યાગ કરી. દુરાચરણીઆને વશ થઇ નહીં કરવાના અનીષ્ટ કાર્યો કરે છે તે સ્ત્રી પોતાના કુટુંબને કેવી રીતે સંસાર સાગરમાંથી પાર ઉતારશે? તું ધીક્કારને પાત્ર થઇ ચુકી છે તારૂં જીવીત વ્યર્થ છે તારા કરતાં કાંટાની વાડ પણ સારી હોય છે તારા કરતાં વીંછણ પણ સારા ગુણ ધરાવે છે પણ તારા ડંખનો ઉતાર નથી, તારાં ઝેરનું ઔષડ નથી ઓ નીરભાગી જગતની શોભારૂપ સ્ત્રીઓને:દુષણ દેનારી કુલટા અવીચારી , અધમ નારી હવે ટગમગ જોઇ શું રહી છે. આંખ ફાડી ડોળા ધુરકાવી શું રહી છે હજી તારા હૈયાની હામ પુરી ન થઇ હોય તારા ચમત્કારી જાદુના પ્રયોગો અજમાવવાના બાકી રહી ગયા હોય તો બેલાશક અજમાવી લે હજી હું તારી સત્તામાં છું હજી હું તારા હાથમાં છું પછી તારા સપાટામાંથી છુટયા પછી તારૂં કશુંએ વળનાર નથી, હજી હું તને તારૂં વેર લેવાનો વખત આપું છું હજી હું તારૂં ઝેર ઠાળવાનો સમય આપુ છું ફરીફરીને આ ચોઘડીયું આ ઘડી આ ગુફા સાંપડવાની નથી અરે જરાતો હામભીડ અરે જરાતો ઉત્તર આપ પેટને બાલમાં અરે એવો તો મુર્ખ માનવી કોણ હશે કે પોતાના દુશ્મનને વશ કર્યો પછી તેને આમ વર્તવાની છુટ આપશે. ”

ગુણનિધિના આ બાણરૂપી શબ્દોએ તે જાદુગરણના પાપી અંતઃકરણને વીંધી નાખવાથી તેની અસહ વેદના થવાને લીધે તે જાદુગરણ સ્તબ્ધ પ્રાણ બની ધરણી પર ઢળી પડી.

આ જોઇ રમા બોલી કે „ અરે ગુમાની ગર્વથી ગર્વીષ્ઠ બનેલી, ઉડતા પક્ષીઓને પાડનારી, મનુષ્યોને બાહુક બનાવી પુતલા પેઠે નચાવનારી, અનેક નિર્દોષ ભોળી બાલાઓને ભમાવી ચકડોલે

અઢાવી અનીતિને માર્ગે અથડાવી કાર્યસીદ્ધ કરનારી અનેકોના ભોગો આપી દેવીને તુર્ષમાન રાખનારી અલકમલક અલકને ધુજાવનારી અને તારા પ્રેમી કલાધરને રીઝાવનારી હવે ભુખી કેમ ખોતરે છે! હવે ધુળમાં કેમ આલોટે છે ! હવે આંખમાં દડ દડ આંસુઓ કેમ પાડે છે ? હવે તારો વ્હાલો ક્યાં ગયો ? વ્હાલા વાસ્તે બધાને ચુનો ચોપડાવી મુંકડીઓ બનાવી તે વહાલો હવે કેમ તારી વારે આવ્યો નહી ? આવી દશાએ તુ પહોંચી કે તારો વહાલો પહોંચ્યો ? આ કોણે ભોગવ્યું ? તેં કે તારા વહાલાએ ? શરમાતી નથી ! પડી શું છે કપાવવાનું હતું તેતો કપાઇ ગયું ? ઉતરવાનું હતું તેતો ઉતરી ગયું હવે રહ્યું શું ? ચાલ ઉઠ તારા પાપનો પસ્તાવો કર. તારા અપરાધની ક્ષમા માગ નહીં તો તેં જેમ અનેકના લોહી ચુસી લીધાં છે ? તેમ તારૂં અને તારા વહાલાનું લોહી ચુસનાર બાવન વીર તારી સન્મુખ ઉભા છે જેની આંખ સામુ તારાથી જરા પણ જોઇ શકાવાનું નથી તો પછી તારૂં બળ તેને શું કરનાર છે તારી શક્તિને તો તે પાણીના રેલા સમાન સમજે છે. હવે તારા પાપી વીચારને વેગળા કર તારા પાપી અંતરમાં ભરાયલા પાપને ધોવા માટે તારી સામે ઉભેલા વિર પુરૂષના પગ ધોઈ પી: ”

ધીમે ધીમે ડચકા ખાતી ને ઉંડો નિશ્વાસ ખેંચતી તે જાદુગરણ ઉભી થઇ અને રમાને કહ્યું કે “ આ સમે તું જેટલું બોલીશ તેટલું થોડું છે. ” કારણ કે “ ગરજવાનને અકલ હોતી નથી.” વળી “ ગરજ સરી એટલે વૈદ વેરી થયો ” તેથી હું તને દોષ દેતી નથી એ દોષ મારા નસીબનો છે તે કંઇ મારા માથા પર કરવાની બાકી રાખી નથી ક છે કે ‘ નાગણને દુધ પાઇ કદી ઉછેરવી નહી, આંગણે બોરડી વાવી ’ બોરડીનો આશરો લેવો નહીં. “ પછી

એથી વધારે તને શું કહું. મારા કરતાં તને વધારે શરમાવવાનું છે મારા કરતાં તને વધારે નીચું જોવાનું છે પણ એટલું તો યાદ રાખજે કે મારા કરતાં પણ તારી બુરી દશા થશે."

રમાને એટલું કહ્યા પછી તે જાદુગરણી ગુણનીધીના પગમાં પડી, અને બે હાથ જોડી નમ્રવાણીથી વદી કે, "અહો ? સર્વ ગુણસંપન્ન મારો અહંકાર તમે ઉતાર્યો છે, મારા અભિમાનનો આંકડો તમે વાંકો વાળી નાખ્યો છે મારી અદભુત શકિતનો તમે નાશ કર્યો છે એ જોઇ મારો મદ ઉતરી ગયો છે હું અત્યારસુધી એમ જાણતી હતી કે, આ જગતમાં મારા માથામાં ખીલા ઠોકનાર કોઇ પુરૂષજ નથી ? પણ છે એમ હમણા મારી ખાત્રી થઇ છે પૃથ્વી વિરરત્નોથી ભરેલી છે પણ ખાલી નથી હવે મને કશો શોક થનાર નથી, હવે મને તેથી કશું દુઃખ ઉત્પન્ન થનાર નથી પણ તેથી વધારે આનંદ થશે આપ વિવેકીને વધારે શું કહેવું વિવેકી ગુણ અવગુણનો વિચાર કરતો નથી વિવેકી દોષાદોષની સામે નજર રાખતો નથી તે તો સર્વેને પોતાસમ વિવેકીજ ગણે છે આ વખતે હું તમારી ઉપર પ્રસન્ન થઇ છું. તમને જે જોઇએ તે ગુફામાંથી લઇ લો."

"જો આ સમે તારો આવો વિવેક જોઇ તારા અપરાધને ક્ષમા કરૂં છું પણ હું તને જે પુછું તેનો ખરેખર ઉત્તર આપજે. જો મને ખોટો લાગસે તો હું તારા અપરાધનો બદલો લીધા વગર રહીશ નહીં."

"હવે મને ખોટું બોલાવવામાં શો લાભ છે. શરણે આવ્યા ને દગો કરવો એતો કમજાતનું કામ છે હું રમા જેવી દગાખોર નથી. હું રમા જેવી વિશ્વાસઘાતી નથી, હું રમા જેવી પેટમાં ઘુસી પાળી મારૂં એવી નથી એના ઘોળતો આગળ ગવાશે એના પેટની કાતીની

આંગ્રી તમે હજી જાણી નથી તો ? એ વિચિત્ર પ્રકારની પુતળી છે. જેમ ઉંદરડી ફુંક મારતી કરડતી જાય છે તેવીજ રમાને સમજવી. કહો હવે તમારી શી વાત છે ? ”

“ મારો સવાલ બહુ ગંભીર છે તે સાંભળતાંજ તારા શરીરમાંથી કંપારી છુટયા વગર રહેશે નહિ. માટે વિચારીને કહેજે. ”

“ તમારો સવાલ ગમે તેવો ગંભીર કે ભયાનક હૃદય ભેદક કાં ન હોય ? તો પણ તે માટે ખેદ ન પામતાં ઉત્સાહની સાથે તમારા સવાલનો ઉત્તર આપીશ. ”

“ તું જેને ચ્હાય છે તું જેને માટે આટલો બધો પ્રાણ પાથરે છે તું જેને માટે આ મુશીબતમાં આવી પડે છે, તે કરપીણ કલાધર કાં રહે છે. ”

“ તે કનકાવતી નગરીની દક્ષિણ દિશાએ આવેલા સમુદ્રની અંદર એક ન્હાના બેટમાં એક વિસ્તાર વગરની ગુફા છે, તે ગુફામાં અનેક રમણીઓ સાથે રંગરમી રહ્યો છે. ”

“ આ ગુફામાં જે તિલેશમાતો તેં બનાવ્યા છે તે કરતાં કંઇક અધિક તિલેશમાતો તે ગુફામાં છે કે નહી. ”

તે ગુફા તિલેશમાતોથી ભરપુર છે તેવા તિલેશમાતોને તમે આ દુનિયામાં કોઇ પણ ઠેકાણે જોયા નહી હોય ? જ્યારે તે તિલેશમાતો તમે જોશો તો ફરીને તે ગુફાની બહાર આવવાનું તમને મન થશે નહી.

“ એ તિલેશમાતોની રચના કોની બુદ્ધિના બળથી કરવામાં આવી છે ? ”

“ કલાધરના અને કલાધરના ગુરૂની બુદ્ધિના ખેલથી ;કરવામાં આવી છે. ”

“ ત્યારે શું હજી સુધી કલાધરનો ગુરૂ જીવે છે ? ”

" એતો ક્યારના રામસરણ થઇ ગયા છે ? "

" જાદુની વિદ્યા સિવાય બીજી કંઇ વિદ્યા કલાધર જાણે છે ? "

" તે શિલ્પ વિદ્યામાં પણ નિપુણ છે. "

" તે શિલ્પ વિદ્યાથી તેણે કેવી રીતે વસ્તુઓ બનાવી છે. "

" ઉડતા વેમાનો ઉડતા કાષ્ટના ઘોડા, અદ્દભુત જાદુના પલંગો અદ્દભુત કાષ્ટની પુતલીઓ, એ વગેરે ઘણીક અદ્દભુત વસ્તુઓ બનાવી છે. "

" એવો તો અદ્દભુત જાદુના પલંગમાં શો ચમત્કાર મુક્યો છે. "

" આ પલંગના ચારે પાયે ચાર બ્રહ્મરાક્ષસને ગોઠવવામાં આવ્યા છે. અને તે રાતના વારા ફરતી જગતની લીલા નિહાળવા નિકળે છે અને પછી પલંગની ઉપર સુનારને તે સંભળાવે છે. "

" એવો તે અદ્દભુત પલંગ છે. "

" હા. "

" વિલાસ સુંદરી કેટલાક વર્ષની છે. "

', સોલ વર્ષની જુવાન બાલા છે."

" શું તેણીને પણ કલાધારે ભ્રષ્ટા કરી છે. "

" હજી સુધી નહીં. "

" તેમ નહીં કરવાનું કંઇ કારણ. "

" તે શુદ્ધ સાધવી અને પતીવ્રતા છે અને સાથે શીવભક્ત પણ છે તેથી તેણીના સત આગળ કલાધરનું કંઈ વળતું નથી. "

" તારી પાસે જે વેમાન છે તે ક્યાં છે ? "

તે વેમાનને તમે શું કરશો ? "

" એ વેમાનમાં બેશી કલાધરની ગુફામાં જઇશ. "

" મને પણ સાથે લેશો ને ? "

" મારી ક્યાં ના છે. "

" પણ એતો બધું એ ખરૂં પણ કલાધરનું મોત કોના હાથમાં છે."

" કેવા પ્રકારે. "

" જ્યારે તમે ગુફામાં પ્રવેશ કરો ત્યારે કલાધરની સામેજ આ પોપટનું માથું કાપી નાખજો કે તરત કલાધર પ્રાણ તજી દેશે. આ હીરા માણેકથી મઢેલા પાંજરાને ઉપાડી લો. ને તેમાં આ પોપટને રાખો. આ પોપટ પાંજરા સિવાય બીજે ઠેકાણે રહી શકે એમ નથી. તે શિવાય મારા પાસે ચાર હીરા છે તે હું તમને આપું છું. તેતો આ ચાર રંગના ચાર હીરા છે. તેમાં લાલ હીરો જો અંધારામાં મુકયો હોય તો જાણે બીજો ચંદ્ર ઉગ્યો હોય એમ જણાશે. બીજો સફેત હીરો જો પાણીમાં મુકયો હોય તો પાણી તરફ માર્ગ આપી દેશે. જો કોઇ ક્રોધીઓ હોય તેના ગલામા આ કાલો હિરો બાંધે તે ક્રોધીઆનો ક્રોધ તરતજ નષ્ટ થઇ જાય છે આ પીલો હીરો તે એવો ચમત્કારી છે કે હજારો દુશ્મનોને વશ કરવા હોય ત્યારે તે હીરાને માથાપરના મુકટમાં ખોસી દઇ દુશ્મનોની સેનામાં પ્રવેશ કરવો.

જાદુગરણે ગુણનીધિનો હાથ પકડી તમામ ગુફામાં ફેરવ્યો અને તેની મરજીમાં આવે તેવી વસ્તુઓ ગુફામાંથી લેવા દીધી.

પોતાની ઇચ્છામાં આવે તેવી અલૌકીક વસ્તુઓ પ્રાપ્ત કરી. આ બંને સ્ત્રીઓને સાથે લઇ કલોલ કરતો ગુફાની બહાર આવ્યો.

ગુફાની બહાર આવતાજ તે જાદુગરણ વિચારરૂપી સાગરમાં ડુબી ગઇ અને મનમાં બોલી કે " જે વસ્તુ બનવા કાળ હોય છે તેમ બન્યા કરે છે કર્મમાં લખેલ કદી મીથ્યા થતુ નથી. " એટલું કહીને નીચેનું પદ ગાવા લાગી.

## પદ.

" કરમનકી ગત ન્યારી ઉદ્ધવ ટારી નાહીં ટળે,
" કરમગત ટારી નાહી ટરે. કરમનકી૦

" કબહુક રાજા કબહુક રંકા,
કબહુક છત્ર ધરેરે;
કબહુક તનખા જલમેં ડુબે,
કબહુક શૈલ્ય તરે. કરમનકી૦

હરીશ્ચંદ્ર જૈસો રાજા કહીયે,
તાપર બીપત પરેરે;
તારા જૈસી રાની વામી,
નીચ ઘર નીર ભરે. કરમનકી૦

રોહીદાસ જૈસો કુંવર ઉનકો,
હિતચીત બચન ધરેરે;
ફુલફુલ બીનત ભોરંગ ડસિયો,
તારા રૂદન કરે. કરમનકી૦

રૂષી વસિષ્ટ પંડિત મહા જ્ઞાની,
રૂચી રૂચી લગન ધરેરે;
સિયાજીકો હરન મરન દશરથકો
બનો બન રામ ફીરે. કરમનકી૦

આવી રીતે શોકાતુર થયેલી જાફુરાણુને જોઈ ગુણનિધિએ કહ્યું કે, " અરે જાફુરાણુ ! સમો બલવાન છે. માટે શોક કરવો મુકી દે, બનનાર હતી તે બની.

" ખરૂં છે. "
" બની ના બની કોણ બનાવે. "
" મનના ઉભરા કહો કોણ સમાવે. "
" દુઃખના ડુંગરે ચઢતા મનતરંગો ભમાવે. "
" દેહતણો રિપુ કેમ કરી સમાવે. "

રાત પડી જવાથી ગુણનીધીએ માતાના મંદિરમાં વિશ્રાંતી લેવાનો ઠરાવ કર્યો ગુણનીધિ ઘણા દિવસની અથાગ મહેનતથી બહુ થાકી ગયો હતો, જરા પણ શરીરને આરામ આપ્યા વગર પરિશ્રમ વેઠી પોતાનું કાર્ય નિર્વિઘ્ને પાર પાડી શકવાથી તેને તેના આનંદનો પાર રહયો નહતો આનંદમાં ને આનંદમાં તે તરત ઉંઘને વશ થઇ ગયો.

ગુણનીધી ભર ઉંઘમાં પડયો છે તેને હવે ઝાઝી વ્યાધી રહી નથી, એમ જાણી રાક્ષસ ગુણનીધીના શરીરમાંથી બહાર નિકલી, ગુણનીધીના માથાપર ત્રણવાર હાથ ફેરવી તેના હાથે રક્ષા બાંધીને રાક્ષસ અલોપ થઇ ગયો.

સહવાર પડી, ત્રણે જણ જાગૃત થયાં. દાતણ પાણી સ્નાન સંધ્યા કરી દેવીને નિવેધ ધરી સાતવાર પ્રદક્ષિણા કરી શીશ નમાવી બહાર આવ્યા ગુણનીધીએ તરત પોતાના ઘોડાની પુજા કરી ઘોડાને થાબડી દેવીને અર્પણ કરી, દેવીના મંદિરની આસપાસનાં લીલા ઘાસવાલા ખેતરમાં છોડી દીધો, જાદુગરે તરત વૈમાન તૈયાર કર્યો ગુણનીધીએ પોતાની પાસેનો તમામ ખજાનો વૈમાનમાં મુકયો અને ત્રણે જણ વૈમાનમાં ચઢી બેઠા. પ્રથમ કરી રાખેલા સંકેત મુજબ જાદુગરણ દક્ષિણ દિશાએ વૈમાનને ચલાવવા લાગી વૈમાન આકાશ

ગમન કરતાં દક્ષિણ દિશાના સમુદ્રના મધ્ય ભાગમાં જેવું આવ્યું કે જાદુગરણે વેમાનની કલ ફેરવી નાખી આ કલ ફેરવતાંજ વેમાન આડું અવળું ઘુમવા લાગ્યું આ જોઇ રમા બોલી કે, “ અહો ગુણનીધી ચેતો દગો થયો. ” ગુણનીધી તરત સમજી ગયો અને પોતાના ખજાનાને અને પોપટના પાંજરાને પોતાની પીઠ પાછળ બાંધી લઇ, કમરમાંથી ચડપ ખંજર કાઢી વેમાનની તમામ દોરીઓ કાપી નાંખી તેથી વેમાન ચક્રી ખાઇ એકદમ સમુદ્રમાં પડયું તેથી ત્રણે જણ સમુદ્રના સાથે ઉછળવા લાગ્યાં.

સદ્ગુણ વાંચકો, આ નોવેલનો અધુરો ભાગ કોકીલા કુમારી અથવા વિલાસ સુંદરી ભાગ બીજો એ નામથી વાંચશોઃ—



—•—

ચાલુ જમાનામાં ઘરબેઠું ઉપયોગ માટે હમેશાં કામ લાગે તેવી વિદ્યાઓનો સંગ્રહ.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્દભુત વિદ્યાઓનો મહાસાગર.

ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનો ઉપયોગ પ્રાચીન કાળમાં જેટલો જાણીતો હતો તેટલો હાલમાં રહ્યો નથી, કારણ કે તે વિદ્યાઓનું જ્ઞાન હાલના જમાનામાં ઘણું ઓછું થઈ ગયું છે. અનેક અદ્દભુત વિદ્યાઓ અત્યારે પણ આપણા દેશમાં રહેલી છે અને તે થોડાઓજ જાણે છે. એ વિદ્યાઓ સર્વ કોઇ સહેલાઇથી શીખી તથા સમજી શકે અને ઘેર બેઠાં તેનો ઉપયોગ કરી અનેક પ્રકારના ઐહિક આમુષ્મિક લાભ મેળવે તેટલા માટે અનેક પ્રાચીન અર્વાચીન ગ્રંથોનું સંશોધન કરીને અને તે વિદ્યાઓ જાણનારા [illegible] પાસેથી મેળવીને આ ગ્રંથ તૈયાર કર્યો છે. વળી એકલા લખાણથી નહિ સમજી શકનારાઓને માટે જરૂર પૂરતાં ચિત્રો પણ તેમાં આપ્યાં છે જેથી પોતાની મેળેજ વાંચી સમજીને ઉપયોગમાં લઇ શકાય તેવા પ્રયોગોને કારણે આ ગ્રંથ સૌએ પોતાની પાસે રાખવા જેટલો મૂલ્યવાન બન્યો છે.

પહેલા ખંડમાં માનસ વિદ્યા અથવા મેંટલ સાયન્સ છે. મનુષ્યના શરીરમાં ત્વચા, આંખ, કાન, નાક અને જીભ એ પાંચ ઇંદ્રિયોની શક્તિ કેટલી છે, તે કેમ કેળવાય છે. કેળવવાથી તે કેવાં અદ્દભુત કામો કરી શકે છે. નિરીક્ષણ, અવધાનશક્તિ સ્મરણ-શક્તિ, કલ્પનાશક્તિ, વિચારશક્તિ, વિકારો અને સંકલ્પશક્તિ કેમ ખીલે છે અને ઉપયોગમાં આવે છે. તેની ભરપૂર માહિતી આપી છે.

બીજા ખંડમાં મનુષ્યની આકર્ષણશક્તિ અથવા પર્સ-નલ મેગ્નેટિઝમની મીમાંસા છે. એક માણસ બીજાનું આકર્ષણ કેવી રીતે કરી શકે, કેમ તેને વશ કરી શકે, તેની ઇંદ્રિયો ઉપર પોતે કેવી રીતે કાબુ મેળવે, આકર્ષ શક્તિ વધારવાના કેવા પ્રયોગો કરવા, પોતાની ઇચ્છા મુજબજ બીજાઓને વર્તવાની કેમ ફરજ પાડવી ઇત્યાદી વિષયો ચિત્રો સાથે સમજાવ્યા છે.

ત્રીજા ખંડમાં મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલોજીની સચિત્ર માહિતી છે. એક માણસના માથા ઉપર હાથ ફેરવીને તેની બધી શક્તિઓને ઓળખી લેવાની કળા જાણવા માટે આ વિદ્યા ઉપયોગી છે અને શીખનાર મસ્તકશાસ્ત્રી બની અનેક પ્રયોગો કરી લોકોને અજાયબીમાં નાંખી શકે છે.

ચોથા ખંડમાં મેન્ટલટેલીપથી અથવા માનસ સંદેશ-વિદ્યાની ચિત્રો સાથે સમજુતી આપી છે. દૂર રહેલો બે મિત્રો વચ્ચે માનસિક સંદેશા કેમ આવવા, કેવી રીતે એ શક્તિ ખીલ-વવી, બીજાના વિચારો કેવી રીતે પારખી કાઢવા અને વાંચવા (થોટરીડીંગ), મારણ, વશીકરણ અને ઉચ્ચાટન વિદ્યાઓનું રહસ્ય શું છે વગેરે વિષયો તેમાં વિસ્તારથી આપેલા છે.

**પાંચમા ખંડમાં મોહિનીવિદ્યા અથવા મેસ્મેરીઝમ અને હીપ્નોટીઝમનું** શિક્ષણ આપેલું છે અને તેમાં પણ સમજુતી માટે પુષ્કળ ચિત્રો આપેલાં છે સામા માણસને મેસ્મેરીઝમવડે કેમ ઉંઘાડી દેવો, તેની પાસેથી પોતાની ઇચ્છા મુજબ કામ લેવું, તેની દ્વારા તરેહતરેહના પ્રયોગો કરાવવા, રોગો મટાડવાને મેસમેરીઝમના પ્રયોગો કેવી રીતે કરવા વગેરે માહિતીનો વિશાળ ભંડાર તેમાં છે.

**છઠ્ઠા ખંડમાં પ્રેતવાહન વિદ્યા** આપી છે અને તેમાં ભૂત-પ્રેત એટલે શું ? ભૂતો ક્યારે આપણી આજ્ઞામાં રહીને કામ કરે ? તેમને કેમ બોલાવવાં ? ભૂતો અને મંત્રોનો સંબંધ કેવો છે ! મેલાં ભૂતોના પાશામાંથી કેમ છુટવું ? પ્રેતવાહન કરનારા ઠગારા ભૂઆને કેમ પકડવા ? પ્રેતવાહનની શક્તિ કેમ પ્રાપ્ત કરવી અને ખીલવવી વગેરે માહિતી ભૂત-પ્રેતના ફોટોગ્રાફ સાથે આપી છે.

**સાતમા ખંડમાં ત્રિકાળદર્શન વિદ્યા છે.** ત્રિકાળદર્શી વીંટી આયના બનાવવાની રીત, વિચારશક્તિ મારફતે ત્રણે કાળનું જ્ઞાન મેળવવાની વિદ્યા, ઇત્યાદિ વિધિ સાથે આપેલું છે.

**આઠમા ખંડમાં મંત્ર વિદ્યા છે.** એટલે શું ! હાલના કાળમાં મંત્ર સાચો પડે કે નહી ? મંત્ર સાચો પાડવા માટે કેમ વર્તવું ? તેનો વિધિ શો ! પ્રયોગ કેમ કરવા ? સાવચેતી કેટલી રાખવી ? એ માહિતી સાથે અનેક પ્રકારની મનઃકામના સિદ્ધ કરવા માટેના મંત્રોનો મહાસાગર તેમા છે.

**નવમા ખંડમાં યંત્ર વિદ્યા છે.** અનેક પ્રકારના રોગો મટાડવા, આવતી ચિંતાઓ ટુચકા, વ્યાધિઓ અટકાવવા જુદા જુદા શાસ્ત્રસિદ્ધ યંત્રોનો સંગ્રહ.

**દસમા ખંડમાં તંત્ર વિદ્યા** છે. તંત્ર વિદ્યાના ચમત્કારો આપણા દેશમાં જાણીતા છે. તંત્ર શાસ્ત્રીના જુદા જુદા પ્રયોગો પ્રાપ્ત કરી તેના ઉપયોગ માટેનો વિધિ સાથેનો સંગ્રહ.

**અગીઆરમાં ખંડમાં સ્વપ્ન વિદ્યા** છે. જુદા જુદા સ્વપ્નમાં જે કાંઇ દેખાવ જોવામાં આવે છે તેની પાછળ કાંઇ કાંઇ રહસ્ય રહેલું હોય છે. આ રહસ્ય શું છે તે આ ખંડમાં સ્વપ્નમાં દેખાતી દરેક વસ્તુના નામ સાથે આપવામાં આવ્યું છે.

**બારમા ખંડમાં શકુન વિદ્યા** છે. આ શકુન વિદ્યા અદ્દભુત છે. શકુમ વહેમ છે કે ખરાં છે અને તે કયારે ખરાં નીવડે. અનિષ્ટ ટાળવાને માટાં શકુનનું નિવારણ શું, સારાં શકુનનો વિધી શું ? પશુ પક્ષીની બોલી શકુનરૂપ કયારે નીવડે તે માહિતી મેળવીને સહેલાઇથી શકુનશાસ્ત્રી બની શકાય છે.

**તેરમા ખંડમાં કોકશાસ્ત્ર અથવા કામવિદ્યાનું** નિરૂપણ છે. સ્ત્રી પુરૂષો અને તેમના ગુપ્ત અવયવો સંબંધી માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ. શક્તિ વધારવાના અને બીજા ગુહ્ય પ્રયોગોની સમજણ ઇત્યાદિ ખરેખરી માહિતી અનેક સાચા નીવડેલા પ્રાચીન ગ્રંથોને આધારે આપી છે, પ્રયોગો દરેક માણસ સહેલાઇથી સમજીને કરી શકે તેવાજ આપ્યા છે.

તે ઉપરાંત હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા, અને બીજી નાની મોટી માહિતીનો વિશાળ ભંડાર જરૂર પડે તેટલાં ચિત્રો સાથે આપેલાં છે. આવો ખરેખરી માહિતીવાળો ગ્રંથ ગુજરાતીમાં હજુ બહાર પડયો નથી. પુસ્તકનું કદ ૪૦૦ પૃષ્ટને આશરે થશે. મૂલ્ય માત્ર રૂ. ૫ રાખેલું છે. પોસ્ટેજ ૧૦ આના જુદા.

દીધાય છે તે બનાવટોથી પણ તેમણે લોકોને સારી પેઠે ચેતવ્યા છે; એટલે આ પુસ્તક વાંચવાને અને તે માર્ફતે સ્પિરિચ્યુએલિઝમનું સત્ય સમજવાને હું વગર આંચકીએ ભલામણ કરી શકું છું, કારણકે તેમાંથી આપણને ઘણું જાણવાનું અને શીખવાનું મળી આવે છે. ”

આ ગ્રંથ શાસ્ત્રીયતા અને વહેવારૂપણું બેઉ જાળવીને તૈયાર કરેલો છે, તે માત્ર પ્રકરણોનાં મથાળાં વાંચવાથી સમજાશે. (૧) પ્રેતાત્મવિદ્યાનું અસ્તિત્વ. (૨) ભૂત-પ્રેત છે કે નહિ ? (૩) મૃત્યુનો ચમત્કાર. (૪) ભૂત-પ્રેત-પિશાચની દેહરચના. (૫) જીવંત મનુષ્યોનો સૂક્ષ્મ દેહનો અનુભવ, (૬) ભૂતપ્રેતની દુનિયા. (૭) ભૂત-પ્રેતના શાસ્ત્રીય અને (૮) અનુભવસિદ્ધપ્રકારો. (૯)ભૂતનો ભય અને ભ્રમ. (૧૦) ગેબી મદદગારો. (૧૧) સામાન્ય વાસના વાળા ભૂલોકબદ્ધ પ્રેતો. (૧૨) મલિન ભૂત-પ્રેતના દુષ્ટ કાર્યો. (૧૩) ભૂત-પ્રેતના અસાધારણ ચમત્કારો. (૧૪) ભૂત-પ્રેતનો પરિચય કરવાના વિવિધ પ્રકારો. (૧૫) કાજળી હજરત અને ત્રિકાળદર્શી આયનો (૧૬) મણિનિધ્યાન અથવા ક્રિસ્ટલ ગેઝીંગ (૧૭) પ્રેતાવાહન કરવા માટેનું મંડળ કેવી રીતે રચવું ? (૧૮) પ્લેચેટમાં પ્રેતાવાહન (૧૯) પિશાચ્ચલેખન અથવા ઓટોમેટીક રાઇટીંગ .(૨૦) પ્રેતોચ્ચાર શ્રવણના પ્રયોગો (૨૧) ભુતોના ફોટોગ્રાફના નમૂના અને તે પાડવાની રીતો. (૨૨) દેહસંચાર ભૂત કેવી રીતે કરે છે તે વિષે. (૨૩) કેટલાક પૈશાચિક ચમત્કારોની ઉપપત્તિ. (૨૪) બનાવટી પૈશાચિક ચમત્કારો અથવા રંગભૂમિપર પિશાચનો જાદૂ. (૨૫) પ્રેતાત્માના આ દુનિયા સાથેનો સંદેશાવહેવાર (૨૬) ભૂતના વળગાડનો વહેમ. (૨૭) ભૂતનો સાચો વળગાડ અને તેના ઉપાયો. (૨૮) ભૂત-પ્રેતને વશ કરવા વિષે. (૨૯) દિવ્યદષ્ટિ અથવા ત્રિકાળદષ્ટિ. (૩૦) નવો અવતાર અથવા પુનર્જન્મ.

આ પુસ્તકના વિષયો વિગતવાર જાણવા માટે અર્ધા આનાની ટીકીટ બીડવી. મુલ્ય રૂ. ૪ પોસ્ટેજ રૂ. ૦॥